Centre for Religious Study & Guidance, Aligarh ની પ્રસ્તુતિ
ઈસ્લામી સાહિત્ય પ્રકાશન, અહમદઆબાદનું પ્રકાશન

# ઇસ્લામ અને આતંકવાદ

-: લેખક :-
ડૉ. સૈયદ અબ્દુલબારી

-: ગુજરાતી અનુવાદ :-
મુહમ્મદ જમાલ

# પ્રકાશક તરફથી નિવેદન

આતંકવાદ અને ત્રાસવાદની ચર્ચા તાજેતરમાં એટલી હદે થઈ રહી છે કે વિશ્વની કોઈપણ ભાષા માટે આ શબ્દો તેની પરિભાષામાં સામેલ થઈ ગયાં હોય તેવું લાગે છે. દરેક વ્યક્તિ - ચાહે તે કોઈપણ દેશ કે સમૂદાયનો હોય તેની સત્તાવાર વ્યાખ્યા અને અર્થઘટનથી ભલે અજાણ હોય, પરંતુ આ કઈ સમસ્યા છે, કેટલી ગંભીર છે અને તેના હેઠળ કઈ અને કેવી પ્રવૃત્તિઓ આચરવામાં આવે છે? તેનાથી તો તદ્દન માહિતગાર છે. વાસ્તવમાં આ પ્રશ્ન માત્ર કોઈ એક રાષ્ટ્રનો જ નથી બલ્કે સમગ્ર વિશ્વનો છે, તેનાથી વધુ પ્રત્યેક વ્યક્તિનો છે. દરેક માનવી તેનાથી ચિંતિત છે અને તેનો ઉકેલ આવી જાય કે ઓછામાં ઓછું આવી પ્રવૃત્તિઓને રોકવી જોઈએ અને નિયંત્રિત કરવી જોઈએ, તેવું તો જરૂર ઈચ્છે છે. ચોરેચૌટે એવું ચર્ચાય છે અને બુદ્ધિજીવીઓ-ચિંતકો, સમાજના મોભીઓ, રાજકીય નેતાઓ, રાષ્ટ્રના અગ્રણીઓ તમામ એવું કહે છે અને માધ્યમોમાં તેમના નિવેદનો પણ પ્રસિદ્ધ થાય છે કે આતંકવાદીનો-ત્રાસવાદીનો કોઈ ધર્મ નથી હોતો. તેમ છતાં કમનસીબે જ્યારે પણ કોઈ આતંકવાદી પ્રવૃત્તિ, કોઈ પણ દેશમાં, કોઈ પણ સમૂદાય કે ધર્મના અનુયાયી તરફથી આચરવામાં આવે છે ત્યારે બદનામ માત્ર ઈસ્લામને કે મુસલમાનોને કરવામાં આવે છે. સામાન્ય જન માટે તો એમ માની શકાય કે તેઓ ઈસ્લામથી અનભિજ્ઞ હોય અને માધ્યમોના પક્ષપાતી અને ઈરાદાપૂર્વકના ખોટા પ્રચાર-પ્રસારથી પ્રભાવિત થઈ જાય, પરંતુ ક્યારેક તો શિક્ષિત અને બુદ્ધિજીવીઓમાં સુમાર થાય તેવા પ્રબુદ્ધ નાગરિકો તથા સમાજના મોભીઓ પણ તેવા દુષ્પ્રચારથી દોરવાઈ જાય છે ત્યારે સાચે જ દુઃખ થાય છે. એટલા માટે કે ભણેલાં-ગણેલાં લોકો તો જાગૃત નાગરિકો ગણાય છે, તેઓ તો સમાજને સાચી રાહે દોરે છે અને સામાન્ય જન તો તેમના પાછળ જ દોરવાય છે.

આ સંદર્ભમાં આવા ચર્ચાસ્પદ વિષયથી સંબંધિત આ નાનકડી પુસ્તિકા પ્રસિદ્ધ કરવામાં આવી રહી છે. જેમાં આતંકવાદ વિશે વિશ્વફલક ઉપર જે ચર્ચા થાય છે તેનું ટૂંકમાં પરંતુ દલીલસભર વર્ણન કરવામાં આવ્યું છે. સાથેસાથે ઈસ્લામમાં આ પ્રકારની પ્રવૃત્તિનું કોઈ જ સ્થાન નથી તેનું પણ કુર્આન અને પયગમ્બરના વચનો તેમજ ઈસ્લામી ઈતિહાસથી સાબિત કર્યું છે.

આશા છે કે ગુજરાતના પ્રબુદ્ધ અને જાગૃત નાગરિકોના જ્ઞાનમાં આ નાનકડું પુસ્તક ચોક્કસ વધારો કરશે તથા ઈસ્લામ વિશે ફેલાયેલ કે ફેલાવવામાં આવેલ ગેરસમજોને દૂર કરવામાં સહાયરૂપ થશે. સાથેસાથે એ પણ અપેક્ષા રાખવી અસ્થાને નહીં ગણાય કે કોઈપણ ધર્મ કે સમૂદાય વિશે ફેલાવવામાં આવતી ગેરસમજોથી દોરવાઈ ન જતાં જે તે ધર્મ કે સમૂદાયના મૂળભૂત સ્ત્રોત તરફ દૃષ્ટિપાત કરી પોતાનો સાચો મત નિર્ધારિત કરવામાં આવે. તો જ આ ભાતિગળ અને બહુધર્મી સમાજમાં આપણે બિનપક્ષપાતી રહી પોતાનું સાચું યોગદાન અર્પી શકીશું.

-- પ્રકાશક

# ઇસ્લામ અને આતંકવાદ

*માનવતાના પયગમ્બર*
*હઝરત મુહમ્મદ સ.અ.વ.એ ફરમાવ્યું;*
*અલ્લાહતઆલાની નજીક સૌથી મોટો ગુનો*
*અલ્લાહની સાથે કોઈને ભાગીદાર ઠેરવવું,*
*કોઈનું કતલ કરવું*
*અને માતા-પિતાની અવજ્ઞા છે.*

# અનુક્રમણિકા


૧. પ્રાકથ્થન ૬

૨. આતંકવાદની વ્યાખ્યા ૭

૩. ભારતમાં આતંકવાદનો ઈતિહાસ. ૧૨
- આનંદમાર્ગ ૧૨
- નક્સલવાદી ચળવળ ૧૪
- ઉત્તર-પૂર્વ ભારતના અંતિમવાદી જૂથો
  - મણિપૂર ૧૭
  - આસામના આતંકવાદીઓ (Militants) ૧૮
  - બોડોલૅન્ડ મૂવમૅન્ટ ૧૯
  - ઝારખંડ ચળવળ ૧૯
- પંજાબમાં અંતિમવાદ ૨૦
- જમ્મુ-કશ્મીરમાં અંતિમવાદ અને હિંસાચાર ૨૨

૪. અત્યાચાર, આતંકવાદ અને ઈસ્લામ. ૨૪

૫. પશ્ચિમની ઉદ્ધતાઈ - ઉદ્દંડતા. ૩૫

૬. જિહાદ અને આતંકવાદમાં ભેદ. ૪૫

૭. ઈસ્લામ આતંકવાદ નહિં, પૂણ્ય અને શુદ્ધ ક્રાંતિનો સમર્થક છે. ૫૪



(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રાકથ્થન

આમ તો આતંકવાદની ચોક્કસ અને નિશ્ચિત રૂપે વ્યાખ્યા અને અર્થ નક્કી કરી શકાયો નથી, તેમ છતાં તેની ચર્ચાથી સમગ્ર દુનિયા આજે ગુંજી રહી છે. પ્રસ્તુત પુસ્તક "ઈસ્લામ અને આતંકવાદ" માં ડૉ. સૈયદ અબ્દુલબારી એ આ જ મહત્વના વિષય ઉપર ચર્ચા કરી છે. સૈયદ અબ્દુલબારી ભારતીય ઈતિહાસ અને સંસ્કૃતિ ઉપર સૂક્ષ્મ દૃષ્ટિ રાખે છે તથા ઈસ્લામ અને અન્ય બીજા ધર્મોનો પણ ઊંડો અભ્યાસ કરી ચૂક્યા છે. તેથી તેમણે આ પુસ્તકમાં તાર્કિક રીતે વિવિધ યુગો અને સભ્યતાઓની સમીક્ષા કરીને આતંકવાદના વાસ્તવિક રૂપ-સ્વરૂપને 'દો ઔર દો ચાર'ના અંદાજમાં સ્પષ્ટ અને પ્રકાશિત કરવાની સફળ કોશિશ કરી છે.

અપેક્ષા છે કે ભારતની વર્તમાન પરિસ્થિતિમાં તેનો અભ્યાસ ફળદાયી નીવડશે અને પરિસ્થિતિને સાચી દિશા આપવામાં સહાયક સિદ્ધ થશે.

-- પ્રકાશક

મર્કઝી મક્તબા ઈસ્લામી પબ્લીશર્સ, દિલ્હી-૨૫

# આતંકવાદની વ્યાખ્યા

આતંકવાદ કોઈ સત્તાવાન શક્તિથી એવા સંઘર્ષ અને લડાઈનું નામ છે જે ગેરીલા યુદ્ધ, પરંપરાગત યુદ્ધ અને ઈન્કલાબી યુદ્ધથી ભિન્ન છે. પરંપરાગત યુદ્ધનો હેતુ દુશ્મનની પોતાની શક્તિ તેમજ સાધન-સામગ્રી અને માલ-સામાનનો સંપૂર્ણપણે નાશ કરી નાખવાનો છે. ગેરીલા યુદ્ધ અને ઈન્કલાબી યુદ્ધમાં એક હદ સુધી શારીરિક અને ભૌતિક વિનાશ અપેક્ષિત છે. જ્યારે આતંકવાદનો મુખ્ય હેતુ દુશ્મનને મનોવૈજ્ઞાનિક રીતે ભયભીત કરવાનો તેમજ પ્રભાવિત કરવાનો અને તેમને હતોત્સાહ કરવાનો છે. આતંકવાદી કોઈ રાજકીય હેતુની પ્રાપ્તિ અર્થે પ્રત્યક્ષ કોશિશ કરતો નથી, બલ્કે પોતાના સમકાલિન લોકોને ઈચ્છિત ધ્યેય તરફ ફેરવવાનો પ્રયાસ કરતો હોય છે. આતંકવાદી પ્રવૃત્તિઓ દ્વારા લોકો ઉપર અભિપ્રેત માનસિક પ્રતિક્રિયા અને તેમનું રાજકીય વલણ તથા આચરણને પ્રભાવિત કરવાનું આતંકવાદીનું શીઘ્ર લક્ષ્ય હોય છે. આતંકવાદ આ અર્થમાં ગેરીલા યુદ્ધથી સમાન છે કે તેમાં યુદ્ધના સર્વમાન્ય સિદ્ધાંતોની પાબંદી સહેજપણ કરવામાં આવતી નથી. તેમાં અતિરેક અને હિંસાચારની પ્રત્યેક પ્રવૃત્તિ અને અભિયાન યુદ્ધના આંતરરાષ્ટ્રિય સ્તરના સર્વમાન્ય સિદ્ધાંતોના વિરોધ ઉપર આધારિત હોય છે. તેમાં સંડોવાયેલા લોકો કુશળ સૈનિક નથી હોતા બલ્કે હંગામી રીતે આ જૂથમાં સામેલ થઈ જાય છે.

આતંકવાદમાં દરેક પ્રવૃત્તિઓ ગુનાઈત પ્રકારની હોય છે. તેમાં હિંસાચાર અને હિંસાની ધમકીને કેન્દ્રીયતા પ્રાપ્ત હોય છે. એક સંગઠિત જૂથ દૃઢ નિર્ધાર અને મક્કમ ઈરાદા સાથે એવી પ્રવૃત્તિઓમાં સંડોવાયેલ હોય છે, જેનાથી ભયનું વાતાવરણ ઊભું થઈ શકે. પરિણામે સત્તા અને શક્તિમાં તિરાડો પેદા કરી નાંખવામાં આવે અને પ્રજાને ઉદ્વિગ્ન અને હતપ્રભ કરી દેવામાં આવે. આતંકવાદ અને હિંસાચારનો પ્રત્યક્ષ ભોગ નિર્દોષો, નિઃશસ્ત્ર લોકો અને અસુરક્ષિત પ્રજા બને છે.

આતંકવાદ અચાનક-એકાએક થતાં હિંસાચારના હુમલાનું નામ છે. તેના સ્પષ્ટ કૌમી અને વૈશ્વિક પરિણામો અને ધ્યેયો હોય છે. આતંકવાદ કયારેક સીમિત વ્યક્તિગત હેતુ માટે કરવામાં આવે છે અને કયારેક કેટલાક ખાસ સિદ્ધાંતો અને વિચારધારાઓને મજબૂતાઈ પ્રદાન કરવા માટે આચરવામાં આવે છે; કયારેક લોકોના દિલોને કેટલાક વિશિષ્ટ હેતુઓ કાજે જાગૃત કરવા તેમજ ધન અને સત્તાના ઉદ્‌ગમસ્થાન ઉપર કબજો કરીને બેસેલા લોકોને ભયભીત કરવાનો તેમનો ઉદ્દેશ્ય હોય છે. આતંકવાદના કારણોમાં રાજકીય વિચારસરણીઓ અને સાંપ્રદાયિક બદઈરાદાઓ પણ સામેલ હોય છે અને નસ્લપરસ્તી અને બીજી સાંસ્કૃતિક ભાવનાઓ પણ.

આતંકવાદ વિશ્વના વિવિધ ભાગોમાં મહદ્અંશે રાજકીય હેતુઓ માટે માથુ ઊંચકતો રહ્યો છે. ભારતમાં આઝાદીની પ્રથમ જંગ-૧૮૫૭માં અંગ્રેજો વિરૂદ્ધ લડવાવાળાઓએ બદલાની ભાવનાના કારણે અંગ્રેજ વૃદ્ધો, સ્ત્રીઓ અને બાળકોને પણ છોડ્યા ન હતા. તેની ટીકા ભારતીય ઈતિહાસકારોએ જ કરી છે. દેશની સ્વતંત્રતા માટે ઘણા ભૂગર્ભ સંગઠનો આતંકવાદના રસ્તાઓ અપનાવતા રહ્યા અને દેશના વિવિધ ભાગોમાં ભૂગર્ભ પ્રવૃત્તિઓમાં પ્રવૃત્ત રહ્યા. આ સંગઠનો અંગ્રેજ શાસનને શક્તિથી ખતમ કરી નાખવામાં માનતા હતા. ભૂતકાળમાં કેટલાક ઈતિહાસકારો રાણા પ્રતાપ અને શિવાજીની પ્રવૃત્તિઓને આઝાદીની લડતનો એક ભાગ અને 'ઉચિત આતંકવાદ' ઠેરવતા રહ્યા છે. ગમે તેમ પણ, ભૂતકાળમાં વિદેશી પ્રભૂત્વ વિરૂદ્ધ કોઈ દેશના લોકોનો સશસ્ત્ર વિદ્રોહ હિંસાચાર અને આતંકવાદનું સ્વરૂપ અખત્યાર કરતો રહ્યો છે. અલબત્ત, વર્તમાન યુગનો આતંકવાદ જાહેર વિદ્રોહથી એ રીતે જુદો છે કે તેમાં કોઈ હકુમત વિરૂદ્ધ હિંસાચારના સાધનોનો છૂપી રીતે અને કોઈને ખબર ન પડે તે રીતે ઉપયોગ થાય છે. વીસમી સદીમાં તેને બળવો કે ઈન્કલાબના એક લોકપ્રિય સાધન રૂપે અતિરેક અને હિંસાચારની ફિલસૂફી ઉપર વિશ્વાસ રાખતા વિવિધ વૈચારિક સંગઠનોએ પણ અપનાવ્યો. સમયની સાથે આતંકવાદના રંગ-રૂપમાં અસંખ્ય ફેરફારો થયા. કયારેક તે પોતાને ઈન્કલાબી ગણતા લોકોનું સાધન હતું અને કોઈ ખાસ ફિલસૂફી કે આદર્શ ખાતર ગેરીલા યુદ્ધની ઢબે સંઘર્ષના સ્વરૂપે ઉદ્ભવતો હતો. ઈન્ડિયન નેશનલ સીકયોરિટી ગાર્ડ એકટ-૧૯૮૬માં આતંકવાદની સમજૂતિ આ શબ્દોમાં કરવામાં આવી છે.

"આતંકવાદી એવી વ્યક્તિ છે, જે કોઈ કાનૂન દ્વારા સ્થાપિત હકુમતને ભયભીત અને બરખાસ્ત કરવાના આશયથી પ્રજા કે તેના કોઈ જૂથમાં ભય અને આતંક પેદા કરવા માટે બોમ્બ, ડાયનામાઈટ કે આગ લગાડે તેવી ચીજવસ્તુઓ કે ધડાકા સાથે ફોડી શકાય તેવી ચીજવસ્તુઓ કે ગોળી ચલાવી શકાય તેવા શસ્ત્રો કે બીજા ઘાતક હથિયારો, ઝેરીલી ગેસ કે અન્ય ખતરનાક અને વિનાશક પદાર્થોનો એવી રીતે ઉપયોગ કરે છે - જે કોઈના મૃત્યુ, કોઈના ઈજાગ્રસ્ત થવાનું કે માલ-સામાનની તબાહી કે લોકોને જીવનજરૂરી ચીજવસ્તુઓને પહોંચાડવાની વ્યવસ્થાને છિન્ન-ભિન્ન કરવાનું માધ્યમ હોય છે."

(Countering Terrorism, લે. ડી.પી. શર્મા)

આતંકવાદી ભયનું વાતાવરણ પેદા કરીને બીજાઓને તે જ રીતે વિચારવા માટે અને પાછળ ચાલવા માટે મજબૂર કરી દે છે, જે તેની પોતાની વિચારવાની રીત છે. બાબરી મસ્જિદના ધ્વંસ પૂર્વે સંઘ પરિવારે આતંકવાદના સફળ પ્રયોગો હકુમતના ગુપ્ત સહયોગથી કર્યા અને ઈતિહાસના એક અત્યંત જુઠા દૃષ્ટિકોણને હકીકત બનાવીને લાખો લોકોને

લૂંટમાર અને તોડફોડ કરવા માટે તૈયાર કરી દીધા. હાલના દિવસોમાં આતંકવાદે નિર્દયતા અને નિષ્ઠુરતાની ખતરનાક અને ધૂર્ત ચાલો અખત્યાર કરી છે. હવે સુપ્રસિદ્ધ નાગરિકોને કતલ કરતાં પહેલાં લોકોની નજરમાં તેઓને ધિક્કારપાત્ર અને બદનામ કરવાની કોશિશ કરવામાં આવે છે. વિયેતનામમાં 'વિયેત કૉન્ગ'એ બળાત્કારના આરોપ લગાવ્યા પછી ઘણાં લોકોને કતલ કરી નાખ્યા. પ્રજાની હિમાયત હાંસલ કરવા અને અનિચ્છાએ પણ લોકોને સહકાર આપવા મજબૂર કરવાના આશયથી આ પ્રકારના કપટયુક્ત કાર્યો કરવામાં આવે છે.

આધુનિક આતંકવાદી મોટા ભાગે સમાજના Upper Middle Class થી સંબંધ ધરાવે છે. કેટલાક જૂથો ધનવાનોથી પણ સંબંધિત હોય છે. વયના આરંભિક કાળે આ જૂથમાં લોકો આવે છે. કેટલાક સંજોગોમાં નિરાશ અને વંચિત નવયુવાનો કે કોઈ ખાસ અકસ્માત કે મનોવેધક ઘટનાઓના શિકાર નવયુવાનો આ વર્તન અખત્યાર કરે છે. વીસમી સદીના ઈતિહાસમાં ગેરીલા યુદ્ધ અને ખુફીયા તોડફોડનો પ્રથમ પ્રયોગ પણ પશ્ચિમના એક સુપૂત્ર ટી.ઈ.લૉરેન્સે કર્યો, જેને 'લૉરેન્સ ઓફ અરબીયા'ના નામથી ખ્યાતિ મળેલ છે. તેણે ઉસ્માની સલ્તનત અને કહેવાતી ખિલાફતને તોડીને અને આરબ ગ્રામવાસીઓને કોમપરસ્તીના નશામાં ચકચૂર કરીને તેઓને વિદ્રોહ અને તોડફોડ માટે તૈયાર કર્યા. તુર્કોની વ્યવસ્થા અને પ્રસારણના માધ્યમોને લૉરેન્સે છિન્નભિન્ન કરવાની કોશિશો કરી તથા આરબ ગેરીલા અભિયાનનું નેતૃત્વ કર્યું. વીસમી સદીમાં પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન ગેરીલા યુદ્ધનું વૃક્ષ ઘણું ફુલ્યું-ફાલ્યું. ત્યારબાદ સામ્યવાદી ચળવળોએ તેને પોતાનું મનપસંદ હથિયાર બનાવી લીધું અને માઓત્સે તુંગ લૉરેન્સ પછી દુનિયાનો બીજો ગેરીલા નેતા બન્યો, જેણે આ યુદ્ધની પદ્ધતિને ઉન્નત શિખર સુધી પહોંચાડી. તે જ યુગમાં નસુશન (Nasution) એ ઈન્ડોનેશીયામાં, ગિયાપ (Giap) એ વિયેતનામમાં, ચે ગ્યુવોરા (Che Guevara) એ લેટીન અમેરિકામાં ગેરીલા યુદ્ધનો ઉપયોગ કર્યો. ગેરીલા યુદ્ધ શરૂઆતમાં ગ્રામ્ય વિસ્તારોમાં પોતાના સહાયકો ઉભા કરતું રહ્યું. એટલા માટે કે વેરાન અને મુશ્કેલ પહાડીના ઉતાર-ચઢાવમાં સુરક્ષિત ઠેકાણાઓ સરળતાથી મળી જાય છે. વીસમી સદીના શરૂના ત્રણ દશકાઓમાં આ સૌથી વધુ ખતરનાક યુદ્ધ પદ્ધતિ ગણાતી હતી. તે વખતે કોઈ ઝાડીમાં બેસેલો તીરંદાજ એક મિસાઈલથી વધુ ખતરનાક સાબિત થતો હતો. તે જ રીતે ખેડૂતો અને પ્રજાના લશ્કર (Peasant & People's Army) માં અણુબોમ્બથી વધુ શક્તિ મોજુદ હતી. કાસ્તરો અને બીજા નેતાઓએ શહેરોની સાપેક્ષમાં ગ્રામ્ય વિસ્તારોને આ પ્રયોગો માટે વધુ યોગ્ય ઠેરવ્યા છે. પરંતુ સમય જતાં શહેરોની વસ્તી નિર્ણયાત્મક હેસિયત ધરાવતી થઈ અને લશ્કરી શસ્ત્ર-સરંજામની પ્રગતિએ જંગલો, ઘાટીઓ અને વેરાન જગ્યાઓ સુધી લશ્કરને પહોંચવા માટે સરળ બનાવી દીધું. પરિણામે ગ્રામ્ય વિસ્તારનો બળવો બિનઅસરકારક બની

ગયો અને શહેર જે તાકાત, સત્તા અને ધનદોલતનું ઉદ્ગમ છે - તેનાથી સુરક્ષિત થઈ ગયા. તેથી આતંકવાદના કેન્દ્રો શહેરો તરફ તબદીલ થવા લાગ્યા. તદ્ઉપરાંત શહેરોમાં વર્ગભેદ અને અમીરો-ગરીબો દરમિયાન વધતી જતી ઊંડી ખાઈ પણ આતંકવાદ માટે કાર્યકરો પૂરા પાડવામાં મદદગાર સાબિત થયા.

આમ, વીસમી સદીના મધ્યમાં રાજકીય આતંકવાદનું કેન્દ્ર માઓવાદીઓ અને આધુનિક અરાજકવાદીઓ (Neo Anarchist)બની રહ્યા, જેઓ સમગ્ર વિશ્વને પોતાની રાજકીય વિચારધારાના બીબામાં ઢાળવા કટિબદ્ધ હતા. તેમને માઓ, લેનિન અને ચે ગ્યુવેરા વગેરેના લેખોથી જોશ અને ઉત્તેજન મળતાં હતા. આ લોકો સમગ્ર દુનિયા ઉપર Proletarian (શ્રમજીવી-સંપત્તિવિહિન વર્ગ) સત્તાની સ્થાપના માટેના આયોજન ઉપર અમલ કરતા હતા. તેઓ પોતાની વિચારસરણીની પ્રસિદ્ધિ માટે વિનાસંકોચે આતંકવાદનો રસ્તો અપનાવતાં અને તેના યોગ્ય હોવાના સમર્થક હતા. જેથી સત્તાધારી લોકો તેમના વિરૂદ્ધ કાર્યવાહી કરવા મજબૂર થાય અને તેઓ મઝલુમ બનીને પ્રજાની સહાનુભૂતિ પ્રાપ્ત કરી લે અને તેઓને એ અહેસાસ અપાવે કે તેઓ પોતાના માટે નહિં, પ્રજાના હક્કો અને ન્યાય માટે લડી રહ્યા છે. માઓનું આ મશહૂર વાક્ય એક જમાનામાં લોકોની જીભે હતું કે "ઈન્કલાબ બંદૂકની નળીમાંથી આવે છે." આ સિલસિલાથી જોડાયેલ ભારતમાં ઘણાં સંગઠનો અસ્તિત્વમાં આવ્યા, જેમાં નકસલવાદી ચળવળ સૌથી અગ્રહરોળમાં રહી છે.

નસ્લ (વંશ)પરસ્તી અને કોમપરસ્તી (સાંપ્રદાયિકતા)ના ઝનૂને દુનિયામાં ઘણાં આતંકવાદી સંગઠનોને જન્મ આપ્યો. જર્મની તેનું સૌથી મોટું કેન્દ્ર રહ્યું છે. પશ્ચિમ જર્મનીના બાદર મીન્હૉફ (Baader Meinhof) આતંકવાદીઓનો સૌથી ખતરનાક પક્ષ રહ્યો છે. ત્યારપછી જાપાનની રેડ આર્મીએ આ ક્ષેત્રમાં ઘણા કારનામાઓ અંજામ આપ્યા. આંતરરાષ્ટ્રિય સ્તરે ઉરુગ્વે, બ્રાઝીલ અને આર્યલેન્ડમાં ગેરીલા યુદ્ધ અને આતંકવાદની ઘણી ભયાનક ઘટનાઓ બની. ત્યારપછી આ આગ પશ્ચિમી દેશો દ્વારા પેલેસ્ટાઈનની ધરતી ઉપર તાકાતના જોરે એક યહૂદી રિયાસતની સ્થાપના કર્યા પછી મધ્ય એશિયાની ધરતી સુધી પહોંચી અને ભારતની ધરતી વીસમી સદીના મધ્યાંતરે ઘણાં આતંકવાદી સંગઠનોના હુમલા અને ચડાઈની શિકાર બની. ડાબેરીઓના આતંકવાદી સંગઠનો ઉપરાંત, જમણેરીઓનું એક આંતરરાષ્ટ્રિય સંગઠન 'આનંદમાર્ગ' અસ્તિત્વમાં આવ્યું, જેનો ખ્યાલ હતો કે ભારતની બહુમતિ ઉપર અત્યાચારો થયા છે અને તે પાંગળી બનીને રહી ગઈ છે. જેથી તેને અતિરેક અને હિંસાચાર દ્વારા જાગૃત કરવાની છે. ત્યારબાદ શીખ અંતિમવાદીઓ, દેશની પૂર્વીય સરહદો ઉપર નાગાલેન્ડ અને આસામમાં ઉલ્ફાની ચળવળ, ત્યારબાદ પંજાબમાં ખોફનાક આતંકવાદ ઉભરીને સામે આવ્યો અને અસંખ્ય માનવીઓની જાનો ગઈ. દેશની પથભ્રષ્ટ શૈક્ષણિક

વ્યવસ્થા, બેકારી અને બેરોજગારી, ભ્રષ્ટાચાર અને ન્યાય મેળવવામાં આવતી મુશ્કેલીઓ નવયુવાનોમાં આતંકવાદનો રસ્તો અખત્યાર કરવાનું કારણ બન્યા છે.વીસમી સદીમાં આતંકવાદની એવી નિષ્ઠુર ઘટનાઓ બની છે કે તેને સાંભળીને માનવીનું હૃદય ધ્રુજી ઉઠે છે. લંડનમાં ૧૯૭૨-૭૪ દરમિયાન આઈ.આર.એ. એ સતત બોંબ ધડાકાઓથી નિર્દોષ લોકોને નિશાન બનાવ્યા અને સેંકડો લોકોને મોતને ઘાટ ઉતારી દીધા. અમૃતસરમાં ૪ મહિલાઓને માત્ર શકના આધારે કતલ કરી દેવામાં આવી અને કેરોસીન છાંટીને તેમની લાશોને રાખમાં તબદીલ કરી દેવામાં આવી. આ સદીમાં તેને બળવો અને ઈન્કલાબના એક લોકપ્રિય સાધન તરીકે તે વિભિન્ન વૈચારિક ચળવળોએ પણ અપનાવ્યો, જે અતિરેક અને હિંસાચારની વિચારધારા ઉપર વિશ્વાસ રાખતી હતી. સમયની સાથે આતંકવાદના રંગ-રૂપમાં ઘણાં ફેરફારો થયા. ક્યારેક તે પોતાને ઈન્કલાબી ઠેરવતા લોકોનું સાધન હતું અને કયારેક કોઈ ખાસ ફિલસૂફી કે વિચારધારા કાજે ગેરીલા ઢબના સંઘર્ષના સ્વરૂપે ઉદ્ભવતો હતો. હવે આતંકવાદે આંતરરાષ્ટ્રિય સ્તરે વેપારનું સ્વરૂપ ધારણ કરી લીધું છે. પગારદાર સૈનિકોની જેમ ભાડાનાં આતંકવાદીઓ પણ હવે આંતરરાષ્ટ્રિય બજારમાં ઉપલબ્ધ છે.

# ભારતમાં આતંકવાદનો ઈતિહાસ

આપણો દેશ ભારત સ્વતંત્રતા પછી આતંકવાદનો ખરાબ રીતે ભોગ બન્યો. આઝાદી પૂર્વે બ્રિટનના સામ્રાજ્યવાદ વિરૂદ્ધ સશસ્ત્ર અને ભૂગર્ભ સંગ્રામમાં નિષ્ઠુરતા અને ત્રાસનો અંશ સામેલ ન હતો. પરંતુ આઝાદી પછી અસ્તિત્વમાં આવેલ સંગઠનોમાં આ અફસોસનાક બાજુએ પણ વર્ચસ્વ પ્રાપ્ત કરી લીધું છે. ભારતના બહાર કામ કરવા સ્થપાયેલ આતંકવાદી જૂથોએ પણ ભારતને પોતાનો અડ્ડો બનાવવાની કોશિશ કરી અને આ દેશમાં પણ તેના સહયોગીઓ અને સાથીદારો જન્મ લેતા રહ્યા. આઝાદી પહેલાં ભારતીય સમાજમાં નૈતિકતા અને આધ્યાત્મિકતાની રૂહ ઘણી હદ સુધી કાર્યરત હતી અને અભ્યાસક્રમમાં પણ ઈન્સાનદોસ્તી, પ્રેમ, સમાનતા અને ભાઈચારાની ભાવનાને બળવત્તર બનાવતા વિભાગો વર્ચસ્વશાળી હોવાને કારણે અતિરેક અને નફરતની આગ ભડકવા પામતી ન હતી. જો કે કેટલાક પરિબળો વીસમી સદીના પ્રારંભમાં પેદા થઈ ગયા હતા જે વિભિન્ન ધર્મો, સંસ્કૃતિઓ અને વંશોમાં નફરત અને અદાવતનું બીજ રોપવા લાગ્યા હતા. ખાસ કરીને આર.એસ.એસ.ના સ્થાપક હેડગોવર અને સાવરકર વગેરેના વિચારોએ આતંક અને દુશ્મનીની આગને હવા આપવાનો સિલસિલો શરૂ કરી દીધો હતો, જે આગળ જતાં એક મોટા આતંકવાદના સ્વરૂપમાં ઉભરીને સામે આવ્યો અને રમખાણોનો એક પ્રલયકારી સિલસિલો શરૂ થયો.

દેશમાં જે મોટા આતંકવાદી જૂથોએ માથું ઉંચકયું, તેમાં આનંદમાર્ગ સૌથી વધુ જાહેર છે. તે ઉપરાંત ખાલિસ્તાન ચળવળ તથા જમ્મુ અને કશ્મીર લિબરેશન ફ્રન્ટ ઘણાં શક્તિશાળી જૂથો બનીને સામે આવ્યા. નાગાલેન્ડ, મણીપુર, મીઝોરમ, ત્રિપુરા અને આસામમાં સતત અહીંના કેટલાક લોકો બહારના દેશોના પોતાના સાથીદારોની મદદથી ધાંધલ-ધમાલ કરતા રહ્યા. તેમના ઘણા સંગઠનો કાર્યરત રહ્યા. જેમ કે પ્રોફેઝો નાગા ફેડરલ ગવર્નમેન્ટ (NFG), ચીન તરફી નેશનલ સોશ્યાલિસ્ટ કાઉન્સિલ ઓફ નાગાલેન્ડ (NSCN), યુનાઈટેડ લિબરેશન ફ્રન્ટ ઓફ આસામ (ULFA), આસામ પીપલ્સ લિબરેશન આર્મી (APLA) બોડો અલ્ટ્રાઝ, ઝારખંડ એક્ટિવિસ્ટ વગેરે. આમ, દેશના સરહદી વિસ્તારોમાં વિશેષ કરીને આસામ, પંજાબ, કશ્મીર અને તામિલનાડુમાં આ પ્રકારના સંગઠનોને બળ મળ્યું. સામ્યવાદીઓએ પણ ઘણાં હિંસાવાદીઓ અને આતંકવાદીઓ પેદા કર્યા. તેમાંના ઘણાખરા ચીનથી જુસ્સો પ્રાપ્ત કરતા હતા.

***આનંદમાર્ગ :***

આઝાદી પછી સૌપ્રથમ સંગઠન રાષ્ટ્રિય સ્વયંસેવક સંઘ પછી આનંદમાર્ગ હતું.

ઈ.સ. ૧૯૫૫માં જમાલપુર-બિહારમાં પી.આર. સરકાર (આનંદમૂર્તિ) એ તેની સ્થાપના કરી. આ વ્યક્તિ પોતાને ખુદાનું ઈન્સાની સ્વરૂપ (અવતાર) કહેતો હતો અને અત્યંત રહસ્યમય ઢંગથી પોતાને રજૂ કરતો હતો. તેને માનવાવાળા સમજતા હતા કે તેનામાં કોઈ અસામાન્ય શક્તિ છે. ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરેલા નવયુવાનો તેમાં સામેલ થયા અને પોતાના જીવન સમર્પણ કરી દીધાં. તેનું મુખ્યાલય કલકત્તા હતું. ઈ.સ. ૧૯૯૦માં તેમણે આનંદનગર વસાવ્યું, જે તેમનું આંતરરાષ્ટ્રિય કેન્દ્ર બન્યું. દેશની બહાર ખ્રિસ્તીધર્મથી વિમુખ નવયુવાનો મોટી સંખ્યામાં તેમાં સામેલ થયા. તેમણે તેમની સાથે જોડાયેલા લોકોને ઘણા પદો અને દરજ્જાઓમાં વહેંચ્યા; જેમ કે સાધક તાતુક આચાર્ય, અવધૂત, કાપાલિક, પ્રવધા - આ બધામાં ગુપ્ત ભાઈચારો આકર્ષણનું કારણ રહ્યો છે. તેઓ તમામ માનવ સમાજને એક અવકાશી ઈન્સાની એકમ સ્વીકારે છે પરંતુ પોતાના જેવા જ એક માનવી 'સરકાર'ને ખુદા માને છે. તેમની ઉપાસનામાં ધ્યાનમગ્ન થવાનો અભ્યાસ, સમાજસેવા અને ખાસ રિવાજી તાંત્રિક નૃત્ય છે. તેઓ અતિરેક અને હિંસાચારમાં વિશ્વાસ ધરાવે છે. આ જ બાબત તેઓને આતંકવાદની સમીપ કરે છે. તેના દ્વારા તેઓ વૈશ્વિક ઈન્કલાબ અને એક નવિન સમાજવ્યવસ્થાની સ્થાપના કરવા માંગે છે. ત્યાં મતભેદ માફ ન કરી શકાય તેવો ગુનો છે. ઈ.સ. ૧૯૭૧માં ૧૧ આનંદમાર્ગીઓને તેમની ઉદંડતા-વિમુખતાના કારણે તેણે કતલ કરાવી નાંખ્યા હતા. પરિણામે તેના ઉપર ફરિયાદ દાખલ કરવામાં આવી અને આજીવન કેદની સજા થઈ. પરંતુ ઈ.સ. ૧૯૭૮માં હાઈકોર્ટે મુક્તિ આપી દીધી. આનંદમાર્ગી શ્રીમતિ ગાંધીના પ્રખર વિરોધી હતા. વિદેશોમાં આ સંપ્રદાયને યોગના કારણે વધુ લોકપ્રિયતા સાંપડી હતી. ઈ.સ. ૧૯૯૧માં જ્યારે તેના કાર્યવાહક 'સરકાર'નું મૃત્યુ થયું ત્યારે વિદેશમાં આ સંગઠનના એક લાખ સભ્યો હતા. તાઈવાન અને મેક્સિકોમાં વિશ્વસ્તરના અધિવેશનોનું આયોજન થયું. તેની એક શાખા પ્રોટેસ્ટ ફેડરેશન પણ યુરોપ અને અમેરિકામાં કાર્યરત હતી. ડયુડ ફિલટન (આચાર્યદિવી જાગના) એ - જે બર્લિન સેકટરમાં આ જૂથ માટે સક્રિય હતી તેણે સ્વીકાર્યું કે માર્ગીઓના વિરોધીઓને ખતમ કરવા માટે ભાડાના કાતિલોની સેવા લેવામાં આવે છે. ઈ.સ. ૧૯૮૩માં એક પ્રોટેસ્ટ મેમ્બરે રાજીવ ગાંધીને મારવાના જાહેરમાં સોગંદ લીધા હતા. આ સંગઠને ભય અને આતંકને પોતાના માટે વૈદ્ય ઠેરવતા એલચી કચેરીઓ અને રાજકીય નેતાઓ ઉપર હુમલો અને તોડફોડની અસંખ્ય યોજનાઓ બનાવી હતી. વિશ્વના વિભિન્ન ગેરીલા સંગઠનોથી તેના સંબંધો હતા અને બધા માટે તેઓ સંગમ સ્થાન (Meeting Point) બની ગયા હતા. તેમનું વિખ્યાત પુસ્તક Anarchist Cook Book આ વિષય ઉપર માહિતિપ્રદ પુસ્તક છે.

બંગાળમાં 'અમરા બંગાલી' (Amra Bangali) નામે સંગઠન અસ્તિત્વમાં આવ્યું જે અલાયદા બંગાલિસ્તાનનું અભિલાષી હતું. તેણે શસ્ત્રોના સંગ્રહનો સતત પ્રયાસ

કર્યો અને તેના ઘણાં નવયુવાનો વિદેશોમાંથી શસ્ત્રો લાવતા પકડાઈ ગયા. આ સંગઠન પણ આનંદમાર્ગીઓની એક શાખા હતી. સી.પી.એમ.થી તેઓની જબરદસ્ત અથડામણ થઈ અને દેશમાં શાંતિ અને કાનૂનની સંગીન સમસ્યાઓ ઉભી થઈ ગઈ.

## નકસલવાદી ચળવળ :

ભારતમાં સ્વતંત્રતા પછી સામ્યવાદી ચળવળના વિભિન્ન જૂથો અસ્તિત્વમાં આવ્યા, જેમાં ઘણાખરા લોકશાહીના ઓથા હેઠળ અતિરેક અને હિંસાચારમાં વિશ્વાસ રાખતા હતા. ઈ.સ. ૧૯૮૭માં ડાબેરીઓના ૩૫ અંતિમવાદી સંગઠનો હતા. આંધ્રપ્રદેશ અને બિહારમાં ૯૦% તોડફોડની ઘટનાઓમાં આ લોકો સંડોવાયેલા હતા. તેમના દ્વારા માત્ર એક વર્ષમાં - એટલે કે ઈ.સ. ૧૯૮૭માં ૫૧૫ હિંસાત્મક ઘટનાઓ બની. ડાબેરીઓના આ સંગઠનોએ જમીનદારોની જમીનો ઉપર બળજબરી કબજો કરવાનું અભિયાન ચલાવ્યું અને તેઓને અમુક હદ સુધી પ્રજાનો સહકાર પણ મળ્યો. ૨૩ મે ૧૯૬૭ના રોજ પશ્ચિમ બંગાળના નક્સલબારી ગામમાં આ હિંસાવાદી ચળવળે એટલી ખરાબ પરિસ્થિતિ ઊભી કરી કે સી.પી.આઈ.એમ.ને કડક કાર્યવાહી કરવાની ફરજ પડી. મજાની વાત એ છે કે ચીનના રેડીયો પ્રસારણમાં નક્સલવાદીઓને અભિનંદન આપવામાં આવ્યા અને તેને વર્ષાના વાદળોની પ્રથમ ગડગડાહટ સમાન ઠેરવ્યું. તેના પરિણામે સામ્યવાદી પક્ષમાં ફરી એક વાર તિરાડ પડી. ઈન્કલાબી ચળવળના ધ્વજવાહકોએ આગળ જતાં AICCCR ના નામે એક કો-ઓર્ડિનેશન કમિટીનું ઘડતર કર્યું અને પછી બધાના જોડાણથી કમ્યુનિસ્ટ પાર્ટી ઓફ ઈન્ડિયા ૨૨ એપ્રિલ ૧૯૬૯માં અસ્તિત્વમાં આવી. ચારૂ મજુમદાર એક ચમત્કારિક નેતા તરીકે ઉભર્યા અને નકસલબારીથી આ ક્રાંતિની લહેરો કલકત્તા અને શ્રીકાકલમ (આંધ્રપ્રદેશ) સુધી પહોંચી. ત્યારબાદ આ સંગઠનની ઘણી શાખાઓ બની ગઈ. તે બધામાં હિંસાચાર અને બળપ્રયોગ દ્વારા ઈન્કલાબ લાવવાનો ખ્યાલ બળવત્તર હતો અને માઓઈસ્ટ કમ્યુનિસ્ટ સેન્ટર (M.C.C.) સૌથી વધુ હિંસાવાદી અને લશ્કરી જૂથની હેસિયતથી સામે આવ્યું. ઈ.સ. ૧૯૮૭માં આ જૂથે હજારો હિંસાત્મક કાર્યવાહીઓ કરી. આ જૂથની પ્રવૃત્તિઓ આંધ્રપ્રદેશ અને બિહાર સુધી સીમિત હતી. આ જૂથે વહીવટ અને કાનૂનના રક્ષકોને એટલી હદે ભયભીત કરી દીધા કે કેટલાક વિસ્તારોમાં કાનૂન અને વ્યવસ્થા પડી ભાંગ્યા. ડાબેરીઓના અંતિમવાદીઓએ પ્રજાની માનસિકતા, મુશ્કેલીઓ અને સમસ્યાઓને સાથે રાખીને ખાસ પ્રશ્નો ઉપર સંઘર્ષ શરૂ કર્યો. જેમ કે જાત-બિરાદરીના કારણે જોવા મળતી ખેંચતાણ, જમીનની ઝઘડા અને તેની વહેંચણીના પ્રશ્નો, મજૂરોને લઘુત્તમ વેતનનો મામલો, ખેત પેદાશોમાં ખેડૂતોને મહત્તમ નફાની પ્રાપ્તિ. આ લોકોએ ટેલીફોન એક્ષચેન્જ, વાયરલેસની ગોઠવણ, રેલ્વે લાઈનોને તોડફોડનું નિશાન બનાવ્યા અને સરકારી બસોને સળગાવી, બેંકો અને દુકાનો લૂંટી. આ સિલસિલો વીસમી સદીના અંતિમ દશકા સુધી

ચાલતો રહ્યો. પરંતુ માધ્યમોએ આ પ્રકારના બનાવોને ઘણી ઓછી પ્રસિદ્ધિ આપી અને આ સિલસિલાને કોઈ વિદેશી વિચારધારા કે ફિલસુફી કે સંગઠન સાથે જોડવાની કોશિશ ન કરી. જ્યારે પ્રમાણભૂત સર્વેક્ષણો અને સરકારી આંકડાઓને જોતાં માત્ર એક વર્ષ-ઈ.સ. ૧૯૯૦માં હિંસાચાર અને આતંકવાદના ૧૫૭૫ બનાવો બન્યા. તેમાં મોટાભાગના બનાવો આંધ્રપ્રદેશ અને બિહારમાં બન્યા, જ્યાં ડાબેરીઓના જૂથો અને નકસલ હિંસાવાદીઓ ઘણાં સક્રિય હતા. ઉપરોક્ત એક વર્ષની ઘટનાઓમાં એ વાત ઉલ્લેખનીય છે કે ૧૩૮ લોકોને કતલ કરવામાં આવ્યા અને ૧૪૯ના મૃત્યુ અન્ય કારણોસર થયાં. તેમાં વધારે ઝંઝાવાત તેલંગણા પ્રદેશમાં આવ્યો. બિહારમાં પાલમઉ અને જહાંનાબાદ ઘટનાઓની સંખ્યાના હિસાબે સૌથી આગળ છે. તે જ રીતે મહારાષ્ટ્ર અને મધ્યપ્રદેશમાં પણ પીપલ્સ વૉર ગ્રુપ ઘણું સક્રિય હતુ. ઉપરોક્ત પ્રદેશો-વિશેષતઃ આંધ્રપ્રદેશમાં રાજકીય નેતાઓના અપહરણોના પણ ઘણાં બનાવો બન્યા, જે ડાબેરીઓના ક્રાંતિકારીઓ કે આતંકવાદીઓનું ખાસ હથિયાર હતું. તે સિવાય આ જૂથના લોકો બારૂદી સૂરંગો બિછાવવામાં વિશેષ નિપૂણ હતા. મજાની વાત એ છે કે તેઓને દેશદ્રોહી ઠેરવવાની કે તેમનો સંબંધ પાડોશી રાષ્ટ્ર સાથે જોડવાની હિંમત આપણા દેશના સત્તાધીશોમાં ન હતી, જે મોટાભાગે કોઈ એક સંપ્રદાય તરફથી થતી મામૂલી ઘટના ઉપર આકાશ-પાતાળ એક કરી નાંખે છે, જાણે કોઈ પાડોશી દેશે આક્રમણ કરી દીધું હોય !

ડાબેરીઓ અને નકસલ આતંકવાદમાં ગેરીલા યુદ્ધની યુક્તિનો ઉપયોગ કરવામાં આવે છે અને ગ્રામ્ય વિસ્તારોમાં કોઈ ગામડાંને આઝાદ કરાવીને અને તેને કેન્દ્ર બનાવીને આગળ વધવામાં આવે છે. તેમનું સંગઠનીય માળખું ઘણું મજબૂત અને સુદૃઢ છે. તેમની એક કેન્દ્રીય કમિટી, ત્યારબાદ પ્રાંતીય કમિટી, ત્યારબાદ જિલ્લા અને શહેરોની કમિટીઓ હોય છે. સૌથી નાનું યુનિટ ૩ થી ૯ સભ્યો ઉપર આધારિત હોય છે. પક્ષમાં આંતરિક રીતે લોકતાંત્રિક સિદ્ધાંતો ઉપર અમલ કરવામાં આવે છે. મોટાભાગના સંગઠનોમાં એક સશસ્ત્ર સ્કવૅડ હોય છે. આ સ્કવૅડમાં ૬ થી ૧૨ સભ્યો હોય છે. ડિસેમ્બર ૧૯૯૧ના સંગઠનના અહેવાલથી ખ્યાલ આવે છે કે પીપલ્સ વૉર ગ્રુપના હજારો સભ્યો-જિલ્લા અને ગ્રામ્ય સ્થળે મોજૂદ છે અને તેની સશસ્ત્ર ટૂકડીઓએ અત્યંત ચુસ્તી અને દક્ષતાથી પોતાની યોજનાઓને પાર પાડી છે. ગેરીલા પ્રશિક્ષણ શિબિરોમાં ૪ હજાર આતંકવાદીઓ એકી સાથે સામેલ થાય છે. પછાત કે આદીવાસી લોકો ઉપર PWG ની ઊંડી અસર રહી છે. આ લોકો ગુપ્ત સ્થળે રોકાણ કરે છે અને સાવચેતીપૂર્વક બહાર નીકળે છે. કાર્યવાહીઓ માટે ફાળો ધનવાન જમીનદારો અને કોન્ટ્રાકટરો પાસેથી મેળવવામાં આવે છે; કે પછી બેંકો, સરકારી તિજોરીઓ, પોસ્ટ ઓફિસો વગેરે ઉપર ધાડ પાડીને મેળવવામાં આવે છે. શું આ આતંકવાદી જૂથોને ભૌતિક ફાયદાઓ, બદલો લેવાની ભાવના કે બેરોજગારી કે કંઈક કરતા રહેવાની માનસિકતા

સક્રિય બનાવે છે કે કોઈ અન્ય ઉત્તેજન તેમના સંઘર્ષનું કારણ છે ? જ્યારે આ તરફ વિચાર કરીએ છીએ તો ડાબેરીઓની પ્રશિક્ષણ વ્યવસ્થા, વિચાર અને વ્યવહાર તથા મનોવૈજ્ઞાનિક પાલનપોષણમાં તેનું રહસ્ય છુપાયેલું જોવા મળે છે. માણસ પણ અનોખું સર્જન છે કે તમે જે ચીજ તેના મનો-મસ્તિષ્કમાં મજબૂતીથી બેસાડી દો અને પછી વારંવાર તેની યાદ દેવડાવતા રહો તો તેના માટે તે જાન ન્યોછાવર કરવા માટે પણ તૈયાર થઈ જાય છે. ડાબેરીઓના વૈચારિક માર્ગદર્શક પોતાની કેડરના મનોમસ્તિષ્કને કોઈ એક વિશિષ્ટ મુદ્દા ઉપર કેન્દ્રિત રાખવામાં હોંશિયાર પૂરવાર થયા છે અને સતત વૈચારિક પોષણ આપીને પોતાના કાર્યકરોને અંકુશમાં રાખે છે. નેતૃત્વની ખૂબી એ છે કે તે ખાણી-પીણી અને સુરક્ષિત સ્થાનમાં સામાન્ય કેડરની સાથે જ હોય છે, જે સામાન્ય કાર્યકરો માટે ઉપલબ્ધ છે. આદીવાસી કે સૂચિપત્રમાં દર્શાવેલ કૌમો, ગરીબ ખેડૂતો પોતાના નેતાઓના બલિદાનોથી પ્રભાવિત હોય છે અને રાજકીય, આર્થિક અને સામાજિક સમાનતાથી નવા કાર્યકરો અત્યંત પ્રભાવિત થાય છે. નેતાઓના મઝલુમ લોકો માટે બલિદાનોથી નવયુવાનો પ્રભાવિત થાય છે અને આ ચળવળમાં કૂદી પડે છે. ડાબેરીઓની આ ચળવળોને તે જ વિસ્તારોમાં વૃદ્ધિ મળી જ્યાં અત્યાચારનો ભોગ બનેલા દુર્દશાગ્રસ્ત લોકોની ૯૦% આબાદી વસે છે. સદીઓથી તેઓ વ્યાજખોરો, જમીનદારો અને મહાજનો દ્વારા વિવિધ પ્રકારની મુસીબતો ઉઠાવી રહ્યા છે. તેમના ઉપરાંત, જંગલોના અમલદારો અને પોલિસ પણ તેમને હેરાન કરતી રહી છે. નકસવાદીઓ તેમનાથી મુક્તિનું માધ્યમ બને છે. પૈસાદાર જમીનદારોથી નાણાં મેળવી કલ્યાણકારી કાર્યોમાં ખર્ચ કરે છે. પછાત વર્ગમાં પારસ્પરિક ઝઘડાઓનો નિવેડો લાવે છે. આ રીતે શાસન વ્યવસ્થાની ગેરહાજરીથી જે શૂન્યાવકાશ છે તેને ભરે છે. આ જૂથો પોતાના કાર્યકારોને શસ્ત્રોનું પ્રશિક્ષણ સાતત્યતાથી આપે છે અને તેમના કેન્દ્રો ગુપ્ત સ્થળોએ હોય છે. અહીં માનસિક અને વૈચારિક પ્રશિક્ષણના વર્ગો પણ ચાલે છે જેમાં આ ફિલસુફીને મનો-મસ્તિષ્કમાં ઊંડી ઉતારી દેવામાં આવે છે. ત્યારપછી ગેરીલા યુદ્ધની રીતો બતાવવામાં આવે છે. શસ્ત્રોની પ્રાપ્તિનો આધાર સરકારી શસ્ત્રાગારો અને પોલીસો પાસેથી છિનવી લીધેલ શસ્ત્રો તથા બહારથી લાવવામાં આવતા શસ્ત્રો છે. શોષણથી મુક્ત સમાજ અને માનવી પર માનવીની બળજબરી અને હિંસાને ખતમ કરવાના નારાઓમાં ઘણું આકર્ષણ હોય છે. વીસમી સદીના અંત સુધી આવતાં રશિયા-ચીન બંનેથી તેઓને ભાવનાત્મક અને વૈચારિક પ્રોત્સાહન મળતું બંધ થઈ ગયું અને તેમના ઘણાં સપનાં તૂટી ગયા અને જે સમાનતાની વિચારધારા તથા ન્યાય ઉપર તેમનો આધાર હતો તે પોતે જ તૂટી-ફૂટી ગયો. આમ તેમની પ્રવૃત્તિઓ સ્વભાવિક જ બંધ થઈ ગઈ. અલબત્ત જે લોકો હજુ શેષ છે તેઓએ કેટલાક બચી ગયેલા સામ્યવાદી જૂથોથી સંબંધો સાચવી રાખ્યા છે અને તેમની કોઈને કોઈ પ્રવૃત્તિ ચાલુ છે.

## ઉત્તર-પૂર્વ ભારતના અંતિમવાદી જૂથો :

આ પ્રદેશના અંતિમવાદી જૂથો ઈ.સ. ૧૯૫૦થી સક્રિય છે. આસામ અને પશ્ચિમ બંગાળની સરહદો ઉપર ઉત્તર-પૂર્વ પ્રદેશો-નાગાલેન્ડ, મિઝોરમ, ત્રિપૂરા, મણીપૂર અને દાર્જિલિંગમાં અલગતાવાદી સંગઠનો સક્રિય છે જેઓ આતંકવાદી માર્ગો ઉપર ચાલી રહ્યા છે. પાછલા પચાસ વર્ષોથી તેમનો એક લાંબો ઈતિહાસ છે. તેઓમાંથી કેટલાક હવે અંતિમવાદી માર્ગો છોડી સામાન્ય જીવન વ્યતિત કરી રહ્યા છે. પરંતુ હજુ પણ ઘણાં જૂથો જૂની શૈલી ઉપર કાયમ છે. નાગાલેન્ડના જાહેર અંતિમવાદી નેતાએ બ્રિટનમાં આશ્રય મેળવ્યો અને ભારત સરકારના આમ માફીના એલાનનો ફાયદો ઉઠાવી તેના જૂથે શિલોંગ કરાર હેઠળ ૧૧ નવેમ્બર ૧૯૭૫માં સરકારથી સુલેહ કરી લીધી. પરંતુ કેટલાક લોકોએ 'નેશનલ સોશ્યાલિસ્ટ કાઉન્સિલ ઓફ નાગાલેન્ડ' (NSCN) ની સ્થાપના કરી. આ લોકો આ સમસ્યાના શાંતિપૂર્વક ઉકેલમાં વિશ્વાસ રાખતા લોકોને કતલ કરવા લાગ્યા. તેમણે ચીનમાં ગેરીલા પ્રશિક્ષણ મેળવ્યું હતું. આ જૂથે સેંકડો વિરોધીઓને મોતને ઘાટ ઉતારી દીધા અને ભારતના લશ્કર અને આસામ રાયફલ્સને ઘણું નુકસાન પહોંચાડ્યું. આ લોકો ભારતથી અલગ થવાની માંગણી કરી રહ્યા હતા અને એક ઈંચ જમીન પણ ભારતમાં સામેલ કરવા તૈયાર ન હતા અને નાગાલેન્ડ સાર્વભૌમત્વ કાયમ કરવા પર મક્કમ હતા. ત્યારબાદ NSCNમાં આંતરિક મતભેદો અને ગૃહયુદ્ધમાં ૧૦૦ ગેરીલાઓ માર્યા ગયા. બે વિરોધી જૂથો બની ગયા. તેના કેન્દ્રો બર્મામાં હતા. ખલપાંગ (Khalpang) ના જૂથમાં એક હજાર સશસ્ત્ર કાર્યકરો હતા અને તેના વિરોધી જૂથના કેમ્પમાં ૬૦૦ કાર્યકરો હતા. આ બધા નાગાલેન્ડની આઝાદી માટે સંઘર્ષ કરી રહ્યા હતા. પશ્ચિમી બર્મા (મ્યાનમાર)ના લીલા પહાડોમાં તેમના આશ્રયસ્થાન હતા, જ્યાં પહોંચવું જ અત્યંત દુષ્કર હતું. ઉલ્ફા અને બોડો અંતિમવાદીઓનું પ્રશિક્ષણ પણ આ જ NSCN શિબિરોમાં આ જ પહાડીઓમાં થતું રહ્યું છે.

## મણીપૂર :

આ વિસ્તારમાં પીપલ્સ લિબરેશન આર્મી અને પીપલ્સ લિબરેશન આર્મી ઓફ કલાલિંગપાક એ સરકાર વિરૂદ્ધ હથિયારો ઉઠાવી રાખ્યા છે. આ બંને માઓતરફી છે. તે ઉપરાંત યુનાઈટેડ નેશનલ લિબરેશન ફ્રન્ટ (UNIF) ચીનની ફૌજની મદદથી મણીપૂરને આઝાદ કરવા માંગે છે. તેના નેતા મેઘાન (Meghan) બર્માના જંગલોમાં લપાતા-છૂપાતા રહે છે. આ લોકોએ ઈ.સ. ૧૯૯૦માં એ ડિકલેરેશનની પ્રતો વહેંચી, જેમાં મણીપૂરના નાગરિકોને બહારના લોકોની પથભ્રષ્ટ કરે તેવી કોશિશોથી બચવાની અપીલ હતી. જેથી તેઓ પોતાની પરંપરા અને સભ્યતાની રક્ષા કરી શકે. દિલ્હીના ડાકુઓ (Delhi

Bandits)થી હોંશિયાર રહે. સંગ્રહખોરી, ભેળસેળ અને કાળાબજારથી દૂર રહે. તે ઉપરાંત ઘણાં સંગઠનો અસ્તિત્વમાં આવ્યા. દા.ત. રીવોલ્યુશનરી ગવર્નમેન્ટ ઓફ મણીપૂર, આઈ.પી.કે.એફ. વગેરે પરંતુ આતંકવાદી પ્રવૃત્તિઓમાં PLA વધુ સંડોવાયેલ રહ્યું, જેનાથી ભારતીય ફૌજની વીસમી સદીના અંતિમ દશકામાં સતત અથડામણો થઈ.

## *આસામના આતંકવાદીઓ (Militants) :*

ઈ.સ. ૧૯૭૮માં પ્રથમ આતંકવાદી જૂથ આસામ ગણ પરિષદ દ્વારા બિનઆસામીઓના વિરોધનાં અભિયાનની ચળવળના પરિણામે આસામ પીપલ્સ લિબરેશન આર્મી (Apla)અસ્તિત્વમાં આવ્યું. તેની સ્થાપના તેઝપુર (Tezpur) અર્પણ બાઝબારૂચ (Arpan Bazbaruch) એ કરી. તેણે મણીપૂરના PLA, નાગાલેન્ડના NSCN અને મિઝોરમના MHP થી સંબંધો સ્થાપ્યા. ઈ.સ. ૧૯૮૩માં આસામની વિધાનસભાની ચૂંટણીઓ વખતે ઘણી આતંકવાદી કાર્યવાહીઓ કરી અને પોલીસ અમલદારોને કતલ કર્યા. બિનઆસામી વિરોધી આંદોલન વખતે તેઓ ઘણાં જૂથો અને મંડળીઓમાં દાખલ થઈ ગયા. ઈ.સ. ૧૯૮૩ પછી આ જૂથ ULFAમાં જોડાઈ ગયું.

યુનાઈટેડ લિબરેશન ફ્રન્ટ ઓફ આસામ (ULFA)ની સ્થાપના ઈ.સ. ૧૯૭૯માં કૉલેજના વિદ્યાર્થીઓએ કરી. તેણે નાગાલેન્ડના બળવાખોરાથી શસ્ત્રો અને પ્રશિક્ષણ મેળવ્યા અને બર્મામાં જઈને પ્રશિક્ષણ મેળવતા રહ્યા અને ચીની બનાવટના હથિયારોથી હંમેશા સશસ્ત્ર રહ્યા. ઈ.સ. ૧૯૯૦માં તેમના ૬૦૦ પ્રશિક્ષિત સશસ્ત્ર કાર્યકરો હતા. આ લોકો સશસ્ત્ર કાર્યવાહીઓ દ્વારા આસામને દેશથી આઝાદ કરાવવા માંગતા હતા અને અન્ય સરહદી પ્રદેશોનું પણ રક્ષણ કરવા ઈચ્છતા હતા. ઉલ્ફાએ બર્મા ઉપરાંત ભૂતાનના પહાડી પ્રદેશો અને અરૂણાચલ પ્રદેશ અને નાગાલેન્ડમાં પોતાની પ્રશિક્ષણ શિબિરો કાયમ કરી. તેણે મહિલાઓને પણ આતંકવાદી પ્રશિક્ષણ આપ્યું. ઉલ્ફાએ ઈ.સ. ૧૯૯૦માં આશરે ૨૦૦ સક્રિય કાર્યકરો તૈયાર કરી લીધા, જેમાં પુરૂષ અને મહિલાઓ બંને હતા. આસામની બિનઆસામી ચળવળ અને AGP ની સરકારથી તેઓને ઘણી મદદ મળતી રહી. આ આતંકવાદી સંગઠને ઘણી મોટી સંખ્યામાં આસામના વિભિન્ન હિસ્સાઓમાં નિર્દોષોને કતલ કર્યા.

ઉલ્ફાએ મોટા પ્રમાણમાં હથિયારો NSCN અને KIA થી મેળવ્યા અને નાગાલેન્ડની સરહદ પર પોતાનું શસ્ત્રાગાર બનાવ્યું. AGP સરકાર પ્રજામાં લોકપ્રિય ન હોવાને કારણે ઉલ્ફા ફરીવાર સક્રિય બની. પરેશ બરૂઆના નેતૃત્વમાં - જે ઉલ્ફાનો કમાન્ડર ઈન ચીફ હતો- બિનઆસામી વેપારીઓની કત્લેઆમ કરવામાં આવી. તે ઉપરાંત કોંગ્રેસ (આઈ) અને યુનાઈટેડ માઈનોરીટી ફ્રન્ટના લોકોની પણ કત્લેઆમ થઈ. ચાના બગીચાના

માલિકો ઉપર હુમલા કરવામાં આવ્યા. બિનાઆસામી વેપારીઓ ખાસ કરીને મારવાડીઓ પાસેથી બળજબરીથી નાણાં મેળવવામાં આવ્યા. ઉલ્ફાએ લોકોની સહાનુભૂતિ મેળવવા માટે ભ્રષ્ટ અને સમાજવિરોધી તત્ત્વોને સજાઓ આપી અને સ્ત્રીઓની માનહાનિ, શરાબખોરી અને જુગાર વગેરે વિરૂદ્ધ અભિયાન ચલાવ્યું. AGPના શાસનકાળમાં ઉલ્ફાની બર્મા અવરજવર અને શસ્ત્રોની પ્રાપ્તિ અને પ્રશિક્ષણનો રસ્તો - જે અરૂણાચલ પ્રદેશ અને નાગાલેન્ડ થઈને નીકળતો હતો- બંધ ન થઈ શક્યો. ઈ.સ. ૧૯૮૬ થી ૧૯૯૦ દરમિયાન પોલીસે ૧૨૬૬ ઉલ્ફા આતંકવાદીઓની ધરપકડ કરી, છતાં પણ તેમની પ્રવૃત્તિઓમાં વધારો જ થતો ગયો. ઈ.સ. ૧૯૯૦માં રાષ્ટ્રપતિ શાસનની સ્થાપના પછી ઉલ્ફા NSCN ઉપર પ્રતિબંધ મૂકી દેવામાં આવ્યો. તેઓના કેમ્પ તોડી નાંખવામાં આવ્યા અને BNL ઉલ્ફા કાર્યકરો પકડી લેવામાં આવ્યા અને ૩૫૦૦ હથિયારો જપ્ત કરવામાં આવ્યા. પરંતુ તેમના નેતાઓને પકડી ન શકાયા અને તેઓ બર્મા ભાગી ગયા.

## બોડોલેન્ડ મૂવમેન્ટ :

બોડો આસામના દારાંગ જિલ્લામાં આવેલ કોકરાઝાર અને ઉદલગીરી તાલુકામાં વસતા કબીલાના લોકો છે. આઝાદી પછી ખાસીગારૂ, જેંટીયા, મિઝો અને નાગાઓ આસામના ભાગલાની માંગણી કરી રહ્યા હતા અને તેઓ અલગ રાજ્યની સ્થાપનામાં સફળ થયા. પરંતુ બોડોલેન્ડના અલગ રાજ્યની સ્થાપનાની માંગણીમાં નિષ્ફળતા પછી ઑલ બોડો સ્ટુડન્ટસ યુનિયન (ABSU)ની ઈ.સ. ૧૯૬૭માં રચના થઈ. તે પ્લેન ટ્રાઈબલ કાઉન્સીલ ઓફ આસામ (PTCA)ના ફ્રન્ટની હેસિયતથી અસ્તિત્વમાં આવી. ત્યારબાદ ઈ.સ. ૧૯૭૭માં બંને જુદા થઈ ગયા. બંનેમાં આગળ જતાં લોહીયાળ અથડામણો થઈ. ઈ.સ. ૧૯૮૯માં ત્રણ-ચાર નવાં સંગઠનો સામે આવ્યા. બોડો મૂવમેન્ટને ગોરખા નેશનલ લિબરેશન ફ્રન્ટ (GNLF) ની સફળતાઓથી પ્રોત્સાહન મળ્યું, જેણે પોતાની ઘણી માંગણીઓનો સરકાર દ્વારા સ્વીકાર કરાવ્યો હતો. તેમ છતાં તેઓ પોતાના અલગ રાજ્યની માંગણી ઉપર કાયમ રહ્યા અને બોડો ભાષાને દેશની રાષ્ટ્રીય ભાષાઓમાં સામેલ કરવાની માંગણી કરતા રહ્યા. તેઓ પોતાના તીર-કામઠાં ઉપરાંત બારૂદી હથિયારોનો પણ ઉપયોગ કરતા હતા. બોડો આતંકવાદીઓ ખાખી અને કાળા રંગનો યુનિફોર્મ પોતાની આગવી ઓળખ માટે પહેરતા હતા. ગેરીલા યુદ્ધની રીત પોતાની માંગણીનો સ્વીકાર કરાવવા માટે અપનાવતા હતા. ઈ.સ. ૧૯૯૦માં તેમની શાખા નેશનલ ગાર્ડ સક્રિય સશસ્ત્ર સંઘર્ષ માટે અસ્તિત્વમાં આવ્યું.

## ઝારખંડ ચળવળ :

બિહાર રાજ્યના એક સરહદી વિસ્તારમાં, જે જંગલોનો વિસ્તાર છે-એક અલગ

રાજ્ય બનાવવાની માંગણી ઘણા વખત પહેલાથી થતી આવે છે. ઈ.સ. ૧૯૩૮માં આદીવાસી મહાસભાની રચના થઈ, જે ઈ.સ. ૧૯૫૦માં ઝારખંડ પાર્ટીમાં તબદીલ થઈ ગઈ અને ૧૯૫૨ માં બિહાર વિધાનસભાની ચૂંટણીઓમાં તેના ૩૨ સભ્યો ચૂંટાઈ આવ્યા. ઈ.સ. ૧૯૬૩માં આ પાર્ટી કોંગ્રેસમાં વિલિન થઈ ગઈ પરંતુ ત્યારપછી ઝારખંડ મુક્તિ મોરચાની સ્થાપના થઈ અને તે ઉપરાંત ઘણાં બીજા ફ્રન્ટ અસ્તિત્વમાં આવ્યા. આ લોકોએ આતંકવાદની દિશા પણ અપનાવી અને લોકતાંત્રિક પદ્ધતિ સામે પણ સંઘર્ષ કરતા રહ્યા. ઓલ ઝારખંડ સ્ટુડન્ટસ યુનિયન એક શક્તિશાળી જૂથ બનીને સામે આવ્યું. તેણે શસ્ત્રોના ઉપયોગનું પ્રશિક્ષણ આપવાનું શરૂ કર્યું. પરંતુ ગ્રામીણ પ્રદેશના લોકો તીર-કામઠાં પર આધાર રાખતા રહ્યા. તેમણે કેટલાક લોહીયાળ રમખાણોમાં લઘુમતિઓ અને અન્ય જાતિના લોકો ઉપર ભયજનક હદ સુધી અત્યાચારો કર્યા. છેવટે ગયા વર્ષે આ રાજ્ય અસ્તિત્વમાં આવ્યું.

## *પંજાબમાં અંતિમવાદ :*

તે હકીકતોથી કોઈને ઈન્કાર નથી હોઈ શકતો કે ભારતમાં સક્રિય થવાવાળાં આતંકવાદી સંગઠનોમાં શીખ અંતિમવાદ પોતાની ખૂનરેજી અને વિનાશક કાર્યવાહીને જોતાં સૌથી વધુ સખત અને ખોફનાક હતો. તેણે ત્યાં પ્રજાની સહાનુભૂતિ પ્રાપ્ત કરી લીધી હતી. તેમાં ચોક્કસ લોકોના કતલ, તોડફોડ, લૂંટમાર, રેલ્વે પાટાઓને ઉડાવી દેવા, બેંકો લૂંટવી, સરકારી ઈમારતો અને વાહનોને આગ લગાડવી અને વિમાનોનું અપહરણ બધું જ સામેલ હતું. શીખોમાં અલગતાના બીજ ડી.પી. શર્માના શબ્દોમાં જ્ઞાની બક્ષીસિંગએ - જે બર્મિંગહામના નકસલવાદી નેતા હતા - રોપ્યા હતા. (Countering Terrorism-Lancer Books, New Delhi, P.268, 1992) તે શિરોમણી અકાલી દળ (U.K.)ના ખાલિસ્તાન તરફી ગ્રુપના મહામંત્રી હતા. તેમના સિવાય સંત ફતેહસિંગનો શીખોમાં આતંકવાદ અને હિંસાચાર આઝાદી પછી તે વખતે સામે આવવા લાગ્યો જ્યારે તેમનો એક સંપ્રદાય નિરંકારી જાહેરમાં આવ્યો અને તેણે શીખોની કેટલીક આસ્થાઓનો વિરોધ કર્યો. આ સંદર્ભમાં ઈ.સ. ૧૯૭૮ પછી ઘણી લોહીયાળ અથડામણો થઈ. ઘણા લડાયક જૂથો ઉભરીને સામે આવ્યા. સંત ભિંદરાનવાલા નિરંકારીઓના સખત વિરોધીની હેસિયતે સામે આવ્યા અને ખાલિસ્તાનના નારાઓ સંભળાવા લાગ્યા. સંત ભિંદરાનવાલાએ અકાલતખ્ત-ગોલ્ડન ટેમ્પલ ઉપર કબજો કરી લીધો અને ત્યાંથી અલગ ખાલિસ્તાનનો અવાજ બુલંદ થવા લાગ્યો અને સશસ્ત્ર સંઘર્ષનો પ્રારંભ કરવામાં આવ્યો. ભારત સરકારે ઈ.સ. ૧૯૮૪માં ઓપરેશન બ્લ્યુ સ્ટાર દ્વારા સંતને પરાધીન કર્યા અને સંત આ લશ્કરી કાર્યવાહીમાં માર્યા ગયા. તેની શીખોમાં પ્રતિક્રિયા થઈ અને ૩૧ ઓકટોબર ૧૯૮૪ના રોજ શ્રીમતી ઈન્દિરા ગાંધીનું ખૂન કરી નાંખવામાં આવ્યું. ગોલ્ડન ટેમ્પલ અને લશ્કરી કાર્યવાહી પછી

શીખ આતંકવાદીઓ ગાયબ થઈ ગયા અને એકલદોકલ લોહીયાળ ઘટનાઓનો ક્રમ ચાલુ રહ્યો. ઈ.સ. ૧૯૮૫ પછીના વર્ષોમાં પંજાબમાં ઘણાં લોહિયાળ બનાવો બન્યા. આતંકવાદીઓએ કેટલીયે ખોફનાક ઘટનાઓ આચરી. એક જમ્બો જેટ કનિષ્કને બોંબથી ઉડાવી લીધું, જેમાં સેંકડો લોકો માર્યા ગયા. લલિત માકનને દિલ્હીમાં કતલ કરી દેવામાં આવ્યા. ઈ.સ. ૧૯૮૬માં ૨૦૦૦ થી વધુ ભયાનક અને લોહીયાળ બનાવો બન્યા અને ૬૪૦ વ્યક્તિઓ તેમાં હોમાઈ ગઈ. ઈ.સ. ૧૯૮૭માં ૨૭૯૬ ઘટનાઓમાં ૧૨૪૬ હત્યાઓ થઈ અને ઈ.સ. ૧૯૮૮માં ૨૪૨૯ ઘટનાઓમાં ૨૪૨૭ લોકો જાનથી હાથ ધોઈ બેસ્યા. ભારતે પંજાબમાં શક્ય હોય તે બધા જ પગલાઓ આતંકવાદને ખતમ કરવા માટે લીધા, પરંતુ પરિસ્થિતિમાં કોઈ સુધારો ન થયો. કેટલાક મોટા આતંકવાદીઓની ધરપકડોએ તેઓને વધુ આતંકિત કરી દીધા અને ઘટનાઓ અને બનાવોમાં વધારો થયો. ઈ.સ. ૧૯૮૮માં આતંકવાદીઓએ ગોલ્ડન ટેમ્પલ ઉપર પોતાના પ્રભાવમાં વધારો કર્યો, પરિણામે ઓપરેશન બ્લેક થંડર-II શરૂ થયું. પછી ઈ.સ. ૧૯૮૯માં હિંસાચારમાં અસામાન્ય વધારો થયો અને એક વર્ષમાં ૧૮૨૭ દુર્ઘટનાઓ થઈ જેમાં ૧૪૦૦ વ્યક્તિઓની જાન ગઈ. આતંકવાદીઓને પાકિસ્તાન, ઈંગ્લેન્ડ, કેનેડા, અમેરિકા અને યુરોપમાં સ્થિત શીખોએ આર્થિક અને નૈતિક હિમાયત ચાલુ રાખી. વિશ્વના ઘણા ગેરીલા અને આતંકવાદી સંગઠનોથી પણ તેઓને આઝાદ ખાલિસ્તાનની રચનાની ચળવળ માટે મદદ મળી. આતંકવાદી જૂથોમાં બબ્બર ખાલસાને બહોળી પ્રસિદ્ધિ મળી. તલવિન્દરસિંગ પરમાર (કેનાડાના નાગરિક) તોડફોડ અને લોહીયાળ પગલાઓની ઘણી યોજનાઓ બબ્બર ખાલસા માટે બનાવતા રહ્યા. તે જ રીતે જગજીતસિંહ ચૌહાણ અને ગંગાસિંગ ધિલ્લોને - જેઓ નાનકા સાહેબ ફાઉન્ડેશન વૉશિંગ્ટનથી સંબંધિત હતા - આઝાદ ખાલિસ્તાન જૂથોની પ્રવૃત્તિઓમાં ઘણો ભાગ લીધો.

પંજાબમાં શીખ અંતિમવાદીઓને શસ્ત્રોના માળલામાં ઘણી શ્રેષ્ઠતા પ્રાપ્ત હતી અને તેઓની પાસે ઉચ્ચ દરજ્જાના આધુનિક શસ્ત્રો મોજુદ હતા. બંગ્લાદેશની રચનામાં ભારતના ફાળા અને પોતાના કોપ-ગુસ્સાને કદાચ પાકિસ્તાન ભૂલી ન શક્યું અને પંજાબના આતંકવાદીઓની તેણે મદદ કરી. આતંકવાદીઓએ મોટી સંખ્યામાં ભારતીય લશ્કરને નિશાન બનાવ્યું. જો કે તેમને પોતાને ઘણી યાતનાઓ સહન કરવી પડી અને મોટી સંખ્યામાં જાનથી હાથ ધોવા પડ્યા. બબ્બર ખાલસા ઉપરાંત ખાલિસ્તાન લિબરેશન ફોર્સ (KLF), ખાલિસ્તાન કમાન્ડો ફોર્સ (KCF) અને ભિંદરાનવાલા ટાઈગર્સ ફોર્સ ઓફ ખાલિસ્તાન (BTFK) જેવા સંગઠનો અસ્તિત્વમાં આવ્યા. રેલ્વે ટ્રેકો ખાસ નિશાન બનાવવામાં આવી રહ્યા હતા. શીખ અંતિમવાદીઓની પ્રવૃત્તિઓ ઉત્તરપ્રદેશમાં તળેટીના પ્રદેશો સુધી વિસ્તરી ગઈ હતી અને તેઓએ ઉલ્ફા (આસામ), NSCN (નાગાલેન્ડ) અને JKLF (જમ્મુ-કશ્મીર)થી સંબંધો જોડ્યા. દિલ્હીમાં કોંગ્રેસ સરકારના પતન પછી શીખોની અંતિમવાદી

ચળવળોનું જોરશોર ખતમ થવા લાગ્યું. વધુમાં તેમના અંદર મતભેદો ઊભા થવા લાગ્યા અને એક જૂથ ભારતીય જનતા પક્ષના સમીપ આવી ગયું. હવે આ ઉપદ્રવ પંજાબમાં લગભગ સમાપ્ત થઈ ગયો છે.

## *જમ્મુ-કશ્મીરમાં અંતિમવાદ અને હિંસાચાર :*

દેશની સ્વતંત્રતા પછી કશ્મીરની સમસ્યા એક સંગીન સમસ્યા બનીને સામે આવી અને તેના કારણે ભારત અને પાકિસ્તાનમાં લોહીયાળ આક્રમણો થયા. પછી કશ્મીરની આ ધરતી ઉપર અલાયદા અને એક આઝાદ પ્રદેશની સ્થાપના કાજે બેચેની અને વ્યાકુળતાની ચિનગારી પોષણ પામતી રહી. ઈ.સ. ૧૯૬૪માં જમ્મુ-કશ્મીર લિબરેશન ફ્રન્ટ અસ્તિત્વમાં આવ્યું અને તેના અગ્રણી નેતા મકબુલ અહમદ બટ્ટ અને મેજર અમનુલ્લાહખાન હતા. આ લોકો જમ્મુ-કશ્મીરના નિવાસીઓ માટે સ્વૈચ્છિક નિર્ણય કરવાના અધિકારની માગણી કરી રહ્યા હતા. મકબુલ અહમદ બટ્ટની ઈ.સ. ૧૯૬૬માં ધરપકડ કરવામાં આવી અને મુકદ્દમામાં મોતની સજા સંભળાવવામાં આવી. પરંતુ તેઓ ઈ.સ. ૧૯૬૮માં જેલથી ભાગી ગયા. ફ્રન્ટની પ્રવૃત્તિઓ ચાલુ રહી, જેમાં વિમાનોનું અપહરણ પણ સામેલ હતું. ઈ.સ. ૧૯૭૦-૭૧માં તોડફોડ અને હિંસાચારના ઘણા બનાવો બન્યા. ઈ.સ. ૧૯૭૧માં મકબુલ અહમદ બટ્ટની ફરી ધરપકડ થઈ. ઈ.સ. ૧૯૭૦માં ફ્રન્ટએ ગેરીલા યુદ્ધ દ્વારા કશ્મીરની આઝાદીનો નિર્ણય કર્યો. ભારતના કશ્મીરમાં રાજકીય અને લશ્કરી અરાજકતા, ગરીબી અને મુફલીસી, બેરોજગારી અને લાચારીના કારણે બેચેનીમાં ઓર વધારો થયો. ઈ.સ. ૧૯૮૩માં કોપનહેગનમાં ભારતના વડાપ્રધાન વિરૂદ્ધ ફ્રન્ટએ આનંદમાર્ગીઓ સાથે મળીને પ્રદર્શન કર્યું. બટ્ટને ઈ.સ. ૧૯૮૪માં ફાંસી આપી દેવામાં આવી. અમાનુલ્લાહખાન બ્રિટનથી દેશનિકાલ કરવામાં આવ્યા. ઈ.સ. ૧૯૮૮માં જમ્મુ-કશ્મીર પીપલ્સ લીગ અસ્તિત્વમાં આવ્યું, જેણે વ્યવસ્થિત આયોજન સાથે કશ્મીરની આઝાદીની ચળવળ ચલાવી. શબ્બીર શાહ, મુહમ્મદ અલ્તાફ તેના નેતાઓ હતા. શબ્બીર શાહને ઈ.સ. ૧૯૮૯માં ગિરફતાર કરી લેવામાં આવ્યા. ઇસ્લામિક સ્ટુડન્ટ લીગ (ISL) પણ આ જ ઉદ્દેશ્યથી વજુદમાં આવી. તે ઉપરાંત જમ્મુ-કશ્મીર સ્ટુડન્ટસ લિબરેશન ફ્રન્ટ, મુજાહિદીને કશ્મીર ગ્રુપ, પછી હિઝબુલ્લાહે પોતાની પ્રવૃત્તિઓ શરૂ કરી. દેશના અન્ય આતંકવાદી સંગઠનોની જેમ અહીં હિંસાવાદીઓએ જો કે તોડફોડનું વધુ પ્રદર્શન નથી કર્યું, પરંતુ સુરક્ષાદળો અને પોલીસ તેમજ કશ્મીરના ભારત તરફી રાજકારણીઓ વિરૂદ્ધ સતત કાર્યવાહીઓ કરતા રહ્યા. બહારના દેશોના તેમના હમદર્દો પાસેથી હથિયારો અને અન્ય મદદ મેળવતા રહ્યા. ભારત અને પાકિસ્તાનના રાજકારણીઓની આ મામલાના ઉકેલમાં અફસોસનાક નિષ્ફળતા પણ અંતિમવાદી સંગઠનોની પ્રગતિ અને પ્રજાની તેમનાથી સહાનુભૂતિનું કારણ બની. ત્યારબાદ દુર્ભાગ્યે આ સંગઠનોથી

વધારે ભારતના સુરક્ષા દળોના અતિરેક અને જુલ્મની સચ્ચાઈ પણ સામે આવતી ગઈ, જેઓ નિર્દોષોનો વિનાશ અને બરબાદીનું કારણ બનતા રહ્યા છે. માનવ અધિકારોની સંસ્થાઓ રાજ્ય પ્રેરિત આતંકવાદ અને લશ્કરના અતિરેક અને હિંસાચારનો વિરોધ કરતી રહી છે.

# અત્યાચાર, આતંકવાદ અને ઈસ્લામ

અત્યાચાર અને ઈસ્લામમાં આગ અને પાણી જેવું વેર છે. જ્યાં અતિરેક અને હિંસાચાર હોય ત્યાં ઈસ્લામની કલ્પના પણ કરી શકાતી નથી અને જ્યાં ઈસ્લામ હોય ત્યાં અતિરેકની નાની છાયા પણ પડી શકતી નથી. ઈસ્લામ શાંતિ અને સલામતિનો સ્ત્રોત તેમજ માનવો દરમિયાન પ્રેમ અને ભલાઈને ફેલાવવાવાળો અને કીર્તિ અપાવવાવાળો દીન (ધર્મ) છે, જ્યારે કે અતિરેકનું ખમીર જુલ્મ અને અત્યાચાર તથા પશુતા અને આતંકથી ઊઠે છે તેમજ ખૂનરેજી અને લૂંટમારથી તેની ખેતીનું સિંચન થાય છે. વિશ્વના બધા ધર્મો અને સભ્યતાઓમાં માણસની જાનની પ્રતિષ્ઠા તેમજ શાંતિ, સંતોષ અને નિર્ભયતાથી જીવન વિતાવવાના અધિકારને પ્રાથમિકતા આપવામાં આવી છે. આ બાબતમાં ઈસ્લામનો દરજ્જો સૌથી ઉચ્ચ છે, જેણે અલ્લાહના ગ્રંથ (કુર્આન) અને તેના પયગમ્બરના ઉપદેશો દ્વારા માનવીના આ હક્કને - કે તે સન્માનિત જીવન વિતાવી શકે - ચોખ્ખા શબ્દોમાં સ્પષ્ટ કર્યું છે. સૂરઃ અન્આમમાં વિગતવાર હુઝુર અકરમ સલ્લ.ને સંબોધન કરતાં અલ્લાહતઆલાએ ફરમાવ્યું છે કે :

“.....અને કોઈ જીવને - જેને અલ્લાહે હરામ (અવૈધ) ઠેરવ્યું છે, મારો નહીં પરંતુ હક્કની સાથે.” (૬:૧૫૧)

સૂરઃ માઈદહમાં અલ્લાહતઆલાનું ફરમાન છે;

“.... આથી જ બની ઈસરાઈલ માટે અમે કાનૂન લખી દીધો હતો, જેણે કોઈ વ્યક્તિના ખૂનના બદલે ધરતી ઉપર બગાડ ફેલાવવા સિવાય કોઈ અન્ય કારણસર હત્યા કરી તેણે જાણે કે સમગ્ર માનવજાતની હત્યા કરી અને જેણે કોઈને જીવન બક્ષ્યું તેણે જાણે કે સમગ્ર માનવજાતને જીવન બક્ષી દીધું.” (૫:૩૨)

ઈસ્લામના પયગમ્બર સલ્લ.નો ઈરશાદ છે અને હઝરત અનસ બિન માલિક રદિ.થી રિવાયત છે;

“મોટા ગુનાઓમાં સૌથી મોટો ગુનો અલ્લાહ સાથે ભાગીદાર ઠેરવવું અને કોઈ (વ્યક્તિ)ની હત્યા અને માતા-પિતાની અવજ્ઞા અને જૂઠ બોલવું છે.”

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિ.નું કથન છે :

"મોમિન પોતાના દીનની સીમાઓમાં ત્યાં સુધી બરાબર રહે છે જ્યાં સુધી તે કોઈ હરામ (અવૈધ) ખૂન નથી વહાવતો."

અલ્લાહ અને તેના રસૂલ (ઈશદૂત)ના સ્પષ્ટ આદેશોનું આ પરિણામ હતું કે - મૌલાના સૈયદ અબુલઆલા મૌદુદીના શબ્દોમાં "એક ચતુર્થાંશ સદીની નાની મુદ્દતમાં જ આરબો જેવી ખૂંખાર કોમમાં તેના (ઇસ્લામના) ફળસ્વરુપે જાનનો મહિમા અને શાંતિપ્રિયતાની એવી ભાવના પેદા થઈ ગઈ કે રસૂલુલ્લાહની ભવિષ્યવાણી મુજબ કાદસીયાથી સન્આ સુધી એક સ્ત્રી એકલી મુસાફરી કરી શકતી હતી અને તેના જાન અને માલનો કોઈ ખતરો ન હતો. જો કે આ એ જ દેશ હતો જ્યાંથી ૨૫ વર્ષો પહેલાં મોટાં-મોટાં કાફલાઓ પણ નિર્ભય રીતે નીકળી શકતા ન હતા."

ઈસ્લામી શિક્ષણના ઉપકારથી દુનિયામાં માણસની જાનનો મહિમા આશ્ચર્યજનક દ્રષ્યમાન થયો અને જગતની મોટી-મોટી સલ્તનતોમાં માણસની જાનનું અપમાન અને અવહેલનાની ભયાનક ઘટનાઓ અને હૃદયદ્રાવક તમાશાઓનો સિલસિલો ઈસ્લામના આગમન પછી અટકી ગયો તેમજ્ અત્યાચાર અને ખૂનરેજીથી માનવજગતને મુક્તિ મળી ગઈ. ઈતિહાસ એવા અજ્ઞાની અને ખૂંખાર શાસનકર્તાઓ અને સરદારોના પ્રસંગોથી ભરેલો છે, જેઓ મહેમાનોના મનોરંજન માટે ગુલામોને હિંસક પ્રાણીઓ સાથે લડાવતાં હતા કે પશુઓની જેમ કાપી નંખાવતા હતા કે તેમના સળગવાનો તમાશો જોતા હતા. કેદીઓ અને ગુલામોને યાતના આપી મારી નાંખવા એક સામાન્ય ખેલ હતો. તેના ઉપર ઈસ્લામે કડક પ્રતિબંધ મૂક્યો. મૌલાના મૌદુદીના શબ્દોમાં "યુનાન (ગ્રીસ) અને રોમના મોટાં-મોટાં સત્તાધીશો અને ફિલસૂફો-ચિંતકોના સંશોધનોમાં માણસની જાનોને બેકસૂર હલાક કરવાની ઘણી પાશવી રીતો વૈધ હતી." (અલ જિહાદ ફિલ ઇસ્લામ, પા.૨૭). યૂનાન - જેની શૈક્ષણિક અને સાંસ્કૃતિક શ્રેષ્ઠતાનો યુરોપ પ્રશંસક છે -માં પણ પિતાને પોતાના સંતાનના કતલનો પૂરો અધિકાર હતો અને કેટલાક ચિંતકોના મતે માનવીને ખુદ પોતાને કતલ કરી નાંખવું કોઈ ખરાબ કાર્ય ન હતું. પતિ માટે પત્નીનું કતલ કરી નાંખવું એવું હતું જાણે કોઈ પાલતુ જાનવરને કતલ કરે, જેની યુનાનના કાનૂનમાં કોઈ સજા ન હતી. ભારતમાં પણ પુરુષની લાશ ઉપર જીવતી સ્ત્રી બાળી નાંખવી એ કોઈ ખરાબ વાત ન હતી અને શૂદ્રની હાલત તો જીવ-જંતુઓ જેવી હતી. ઈસ્લામે અત્યાચાર અને પશુતાના આ અંધકારને ખતમ કર્યો અને સ્પષ્ટ એલાન કર્યું કે ખબરદાર, કોઈ જાનને કતલ ન કરો - સિવાય કે હક્ક અને ઈન્સાફનો તકાદો હોય.

ઈસ્લામ ધાર્મિક આસ્થાઓ અને દીન (ધર્મ)ના પ્રચાર-પ્રસારના સંદર્ભમાં અત્યંત માનવપ્રેમી અને સહિષ્ણુ તેમજ ઉદારચિત્ત છે. તેણે અલ્લાહના બંદાઓના તે હક્કનો સ્વીકાર કર્યો છે કે તેને જે પસંદ હોય તે ધર્મ, આસ્થા કે સભ્યતાને અપનાવી લે. તેણે માત્ર સત્યના એલાન અને સચ્ચાઈને સ્પષ્ટ રીતે મૌખિક અને વ્યવહારૂ હેસિયતથી પ્રસ્તુત કરવાનું કહ્યું છે. બળજબરીથી કોઈ વ્યક્તિ ઉપર કોઈ ચીજ થોપવા કે ગળાથી નીચે ઉતારવાની પરવાનગી નથી. તે અંગે સૂરઃ બકરહમાં અલ્લાહતઆલાનું ફરમાન છે :

"દીનની બાબતમાં કોઈ બળજબરી નથી. સાચી વાતને ખોટી વાતથી જુદી પાડી દેવામાં આવી છે. હવે જો કોઈ તાગૂત★નો ઈન્કાર કરી અલ્લાહ ઉપર ઈમાન લઈ આવે તેણે એક એવો મજબૂત સહારો પકડી લીધો, જે ક્યારેય તૂટવાનો નથી." (૨:૨૫૬)

એક અન્ય જગ્યાએ કુર્આનમાં ઉલ્લેખ છે :

"જો તારો રબ ચાહે તો ધરતી ઉપર વસતા તમામ લોકો ઈમાન લઈ આવે. તું લોકોને મજબૂર કરીશ કે મોમિન બની જાય ! "

ફળસ્વરૂપે અલ્લાહની આ આજ્ઞાને માન આપી ઈસ્લામી ઈતિહાસમાં બળજબરી કે ડર બતાવીને કોઈને પોતાનો ધર્મ તબદીલ કરવા મુસલમાનોએ ક્યારેય મજબૂર કર્યા નથી. તેઓ પોતાના પયગમ્બર સલ્લ.ના આ જ આદર્શ ઉપર અમલ કરી રહ્યા હતા કે આપ સલ્લ.એ ક્યારેય કોઈને મારી નાખવાની ધમકી આપી ઈસ્લામ સ્વીકારવા માટે મજબૂર કર્યા નથી અને 'લા ઈકરાહ ફિદ્દીન'નો રોશન નમૂનો પ્રસ્તુત કર્યો. હઝરત ઉમર રદિ. પોતાના દાસ અને ગુલામ અસ્બકને ઈસ્લામનું આમંત્રણ આપતા હતા પરંતુ તે ઈન્કાર કરી દેતો હતો તો તેઓ ફરમાવતા, 'લા ઈકરાહ ફિદ્દીન' અને તેને તેની નોકરી માટે કાયમ રાખતા.

ઈસ્લામમાં કોઈપણ મતભેદ ખતમ કરવાના સંદર્ભમાં માત્ર મુસ્લિમ સમાજમાં જ અતિરેકથી દૂર રહેવાની આજ્ઞા આપવામાં આવી છે તેવું નથી, પરંતુ આંતરરાષ્ટ્રિય ક્ષેત્રે કે એક જ વિસ્તાર કે ધરતી ઉપર રહેતાં વિવિધ ધર્મો અને સંપ્રદાયના લોકોની સાથે ઉચ્ચ પ્રકારના સુંદર ચારિત્ર્યની શિક્ષા આપી છે. સૂરઃમુમ્તેહનામાં અલ્લાહનું ફરમાન છે :

"અલ્લાહ તમને એનાથી રોકતો નથી કે તમે એ લોકો સાથે નેકી અને ઈન્સાફનું

---

★ શબ્દકોષ મુજબ તાગૂત એ વ્યક્તિને કહે છે જે પોતાની ઠરાવેલ હદોથી આગળ વધી ગઈ હોય, કુર્આનની પરિભાષા મુજબ જે બંદગીની હદ વટાવીને પોતે માલિક અને ખુદાઈનો દાવો કરે અને ખુદાના બંદા પાસે પોતાની બંદગી કરાવે તે વ્યક્તિને તાગૂત કહેવાય.

વર્તન કરો જેમણે દીનના મામલામાં તમારી સાથે લડાઈ કરી નથી અને તમને તમારા ઘરોમાંથી કાઢ્યા નથી. અલ્લાહ ઈન્સાફ કરનારાઓને પસંદ કરે છે. તે તમને જે વસ્તુથી રોકે છે તે તો એ છે કે તમે એ લોકો સાથે દોસ્તી કરો જેમણે તમારી સાથે દીનના મામલામાં લડાઈ કરી છે અને તમને તમારા ઘરોમાંથી કાઢ્યા છે અને તમને કાઢી મૂકવામાં એકબીજાની મદદ કરી છે. તેમની સાથે જે લોકો મિત્રતા કરે તેઓ જુલ્મી છે." (૬૦ : ૮-૯)

દીનના મામલામાં યુદ્ધ પ્રત્યક્ષ પણ થાય છે અને પરોક્ષ પણ અને આ મામલામાં સુલેહ અને દોસ્તી એ કારણે શક્ય નથી કે તે ઈસ્લામથી દૂરી અને તેમાં હેરફેરની મંજિલ સુધી લઈ જાય છે અને કેટલીયે બૂરાઈઓ અને અતિરેક સાથે સહયોગ ઉપર વિવશ કરી દે છે. જ્યારે કે કુર્આને હકીમમાં સૂરઃ માયદહમાં સ્પષ્ટ શબ્દોમાં ફરમાન છે :

"....જે કાર્યો નેકી અને સંયમના છે તેમાં સૌની સાથે સહકાર કરો અને જે ગુના અને અત્યાચારના કાર્યો છે તેમાં કોઈની સાથે સહકાર ન કરો. અલ્લાહથી ડરો, તેની સજા ઘણી આકરી છે." (૫ : ૨)

દીનના મામલામાં કોઈપણ કોમ સાથે સુલેહ કયારેક નિર્લજ્જતા, બૂરાઈ અને જુલ્મના અનેક પ્રકારો સાથે પણ સમાધાન માટે વિવશ કરે છે. જ્યારે કે કુર્આને હકીમમાં સૂરઃ નહલમાં સ્પષ્ટ રીતે અલ્લાહનો આદેશ છે :

"અલ્લાહ ન્યાય અને ભલા વ્યવહાર અને સગાઓ સાથે સદ્‌વર્તાવનો હુકમ આપે છે અને નિર્લજ્જતા અને દુરાચાર અને અત્યાચારની મનાઈ કરે છે. તે તમને શિખામણ આપે છે જેથી તમે બોધ ગ્રહણ કરો." (૧૬ : ૯૦)

વર્તમાન આધુનિક પશ્ચિમી સભ્યતા, જેના અવાજમાં અવાજ મેળવીને અનેક ગરીબ અને અવિકસિત તથા લઘુતાગ્રંથીના શિકાર લોકો અવાજ બુલંદ કરે છે - માનવીના ધર્મ, આસ્થા, ઈમાન અને મૂલ્યના પ્રશ્નોને તેના મહત્વના બુનિયાદી અધિકારોમાં સામેલ કરતાં નથી અને કોઈ કાનૂન દુનિયાના કોઈ દેશમાં કોઈપણ આસ્થા અને ઈમાન ધરાવવાવાળા લોકો વિરૂદ્ધ માનવીની અબાધિત સ્વતંત્રતાના સિદ્ધાંત મુજબ સ્વીકારવામાં આવે છે અને કોઈ જૂથ તેનો વિરોધ પણ કરે છે તો તેના અમલને ગાંડપણ અને રૂઢિવાદ ઉપર આધારિત ઠેરવવામાં આવે છે. ધાર્મિક સિદ્ધાંતો અને આસ્થાઓ ઉપર આગ્રહ અને દૃઢતા તેમજ નિલાખસ અને કોઈપણ પ્રકારની હેરફેર કે કાંટછાંટ વગર ધાર્મિક સિદ્ધાંતો ઉપર કાયમ રહેવું પશ્ચિમી સભ્યતાના મતે ગુનો અને તેમના શબ્દકોષ મુજબ ફાસીવાદ અને આતંકવાદથી પણ વધારે ભયાનક વસ્તુ છે. પરિણામે જ્યારે સલમાન રૂશદીએ પયગમ્બરે ઈસ્લામ ઉપર

અત્યંત અશિષ્ટ, ઉપદ્રવી અને ધૂર્તતાપૂર્ણ ઢબે કાદવ ઉછાળ્યો - જે કોઈપણ સુસંસ્કૃત સમાજ માટે સહન થઈ શકે તેમ ન હતું - તો પશ્ચિમે તેને વાણી સ્વાતંત્ર્યના નામે ટીકાપાત્ર ન ઠેરવ્યું બલ્કે તેની ઉદ્ધતાઈની પ્રશંસા કરી અને તેનાથી વિરૂદ્ધ જે લોકોની ભાવના અને લાગણી આ નિરર્થક વાતોથી ઘવાઈ હતી અને તેમણે પશ્ચિમના આ ઇસ્લામ દુશ્મન ગુલામનો વિરોધ કર્યો તેઓના ઉપર ઈન્સાની આઝાદીનો દમ ભરવાવાળો યહુદી અને ઈસાઈ પ્રેસ તથા બુદ્ધિજીવીઓ અત્યંત ક્રોધિત થઈ ઉઠ્યા.

ઈસ્લામે અતિરેક અને અત્યાચારના મુકાબલામાં શાંતિ અને સલામતિ તથા ભાઈચારો અને દોસ્તીને કેટલું બધું મહત્વ આપ્યું છે તેની સાક્ષી ઈસ્લામના પયગમ્બર સલ્લ. ના તે પત્રોથી મળે છે, જે આપ સલ્લ. એ અરબસ્તાનના પાડોસમાં આવેલ દેશોના રાજાઓને અને બાદશાહોને લખ્યા હતા, જે બાદશાહો અને રાજાઓએ નિર્ણય કરવાની આઝાદી, અધિકારો અને પસંદગીના હક્કથી પોતાની પ્રજાને વંચિત કરીને ગુલામી અને જુલ્મની બેડીઓ તેમના પગમાં નાંખી રાખી હતી. આપ સલ્લ.એ હિરકલે રૂમ (રોમ) ને હિરકલે અઝીમ રૂમ (રોમના મહાન હિરકલ) અને કિસરા-એ-ફારસ (ઈરાન) ને કિસરાએ અઝીમ ફારસ (ઈરાનના મહાન કિસરા)નું સંબોધન કરતાં એ વિશ્વાસ અપાવ્યો કે જો તે આવનાર ઈન્કલાબનાં સંબંધે હકારાત્મક વર્તન અપનાવશે તો સંપૂર્ણપણે શાંતિ અને સલામતિની સાથે રહેશે. ત્યારબાદ હિરકલને એ સંદેશ પણ મોકલ્યો કે મુસલમાનો સાથે એક એવા સમાન મુદ્દા ઉપર સમાધાનનું વલણ અપનાવે, જે બંને પક્ષકારો માટે સ્વીકાર્ય હોય અને તે એ છે કે ખુદાના એક હોવા ઉપર બંને કાયમ હોય તથા અનેકેશ્વરવાદ અને મૂર્તિપૂજાની સમીપ ન જઈએ તથા ખુદા સિવાય કોઈ અન્ય શક્તિની આગળ માથું નમાવવામાં ન આવે.

હુઝુર અકરમ સલ્લ.એ મદીના ગયા પછી ત્યાંના લોકોથી જે સંધિ કરી, પછી નજરાનના ઈસાઈઓ સાથે જે સંધિ કરી, ત્યારબાદ ઈસાઈઓ અને યહૂદીઓ ઉપરાંત અન્ય મૂર્તિપૂજક કોમોથી આપ સલ્લ.એ માન-મર્યાદા અને પ્રતિષ્ઠાનો જે વર્તાવ કર્યો તે ઈતિહાસમાં રોશનીથી ઝળહળે છે. મુસલમાનોથી સુલેહ કરવાવાળાઓ માટે 'દારૂલ અહદ' (વચનની ભૂમિ) અને 'અહદે-જિમ્મા' (જવાબદારીપૂર્ણ વચન) નો એક સ્પષ્ટ દૃષ્ટિકોણ છે, જેનું સ્વરૂપ બગાડવાનો એ લોકોએ કોશિશો કરી છે - જેઓ ઇસ્લામ અને તલવારને એક-બીજાના પૂરક ઠેરવે છે. જો કે આ વચનો-કરારોના પરિણામે કોઈપણ ઉપર - ચાહે તે મુસલમાન હોય કે બિનમુસ્લિમ - આસ્થા અને સ્વીકારવાના નિર્ણય હક્કમાં બળજબરી ન

કરવાની નીતિ ઉપર અમલ કરવામાં આવે છે. ઇસ્લામના પ્રારંભિક કાળમાં ખલીફાઓ તરફથી વિજય મેળવવાના હેતુથી મોકલવામાં આવેલા લશ્કરોને યુદ્ધમાં સામેલ ન હોય તેવા લોકોની જિંદગીની સુરક્ષા તથા તેની શાંતિને કાયમ રાખવાની વસીયત અને શિખામણ આપવામાં આવતી હતી. તેનાથી સ્પષ્ટ થાય છે કે ઇસ્લામના સાંસ્કૃતિક દૃષ્ટિકોણમાં અતિરેક અને હિંસાચાર નથી, કે પશુતાને કોઈ સ્થાન નથી.

ઇસ્લામે જુલ્મના વિરૂદ્ધ અવાજ બુલંદ કરવા અને જાલિમ સામે સત્યવચન કહેવા ઉપર ભાર આપ્યો છે તથા તેને એક સાચા મોમિનનો જરૂરી ગુણ ઠેરવ્યો છે. અહીંથી જ જિહાદ અને બળપ્રયોગ દ્વારા જુલ્મને નાબૂદ કરવાની ચર્ચા શરૂ થઈ, જેનું અત્યંત કઢંગું અર્થઘટન પશ્ચિમના લેખકોએ કર્યું છે અને તેને ઇસ્લામની શાંતિપ્રિયતાથી વિરોધી હોવાની દલીલ બનાવીને પ્રસ્તુત કરેલ છે અને જિહાદનો સંબંધ અત્યાચાર, કતલ અને માર-ધાડથી જોડવાનો પ્રયાસ કર્યો છે. ઇસ્લામે જ્યાં માનવીની જાનની માન-મર્યાદાનું એલાન કર્યું છે ત્યાં તેની પણ સ્પષ્ટતા કરેલ છે કે ઉપદ્રવ અને સાર્વત્રિક બગાડ ફેલાવવામાં અને માણસનું લોહી વહાવનારાઓને માફ કરી શકાશે નહીં. મૌલાના મૌદુદી રહ. ના શબ્દોમાં -

"જગતને વાસ્તવિક જરૂરત એ બાબતની ન હતી કે માનવીને કાનૂનની પકડથી આઝાદ કરી દેવામાં આવે અને તેને ખૂલ્લી છૂટ આપી દેવામાં આવે કે જેટલી ઈચ્છે તેટલી અરાજકતા અને અશાંતિ ફેલાવે, જેટલો ચાહે તેટલો જુલ્મ અને અત્યાચાર કરે - ગમે તેમ પણ તેની જાનને કોઈ નુકસાન નહીં થાય. બલ્કે અસલી જરૂરત એ હતી કે દુનિયામાં શાંતિની સ્થાપના કરવામાં આવે. ઉપદ્રવ અને બગાડનું નિશાન સુદ્ધાં મિટાવી દેવામાં આવે અને એવા કાનૂનનું ઘડતર કરવામાં આવે, જેના હેઠળ દરેક વ્યક્તિ પોતાની સીમાઓની અંદર સ્વતંત્ર હોય અને કોઈપણ તેની નિશ્ચિત હદોને ઓળંગીને અન્યોની ભૌતિક અને આધ્યાત્મિક શાંતિમાં ખલેલ ઊભી ન કરે." (અલ-જિહાદ ફિલ ઇસ્લામ, પા. ૨૯)

ઉપદ્રવ અને બગાડ તેમજ અત્યાચાર અને જુલ્મને સામૂહિક સ્તરે નેસ્ત-નાબૂદ કરવા જિહાદનો આદેશ આપવામાં આવ્યો. તેનો ઉદ્દેશ્ય માત્ર હરીફને મારી નાંખવો અને નુકસાન પહોંચાડવાનો નથી, બલ્કે તેની બૂરાઈને દૂર કરવાનો છે. તેથી ઇસ્લામ એ સિદ્ધાંત રજૂ કરે છે કે યુદ્ધમાં ફક્ત એટલી જ શક્તિનો ઉપયોગ કરવો જોઈએ જેટલી બૂરાઈને દૂર કરવી જરૂરી હોય અને આ શક્તિનો ઉપયોગ માત્ર તે લોકોની સામે જ થવો જોઈએ જેઓ યુદ્ધમાં સામેલ હોય કે જેમનાથી બૂરાઈનો અંદેશો બાકી હોય. તે સિવાય કોઈથી હુજ્જત કે તકરાર કરવામાં ન આવે.

હુઝુર અકરમ સલ્લ.ના જીવનને નજર સમક્ષ રાખીએ તો ઇસ્લામની આ ખાસિયત સ્પષ્ટ થાય છે કે આપણે જે સમાજમાં રહીએ છીએ અને જે સમાજનો એક હિસ્સો છીએ તેમાં અત્યાચાર કરવાની, તોડફોડ કરવાની અને તેના વિરૂદ્ધ યુદ્ધ કરવાની પરવાનથી નથી તથા જો જુલ્મ અને અત્યાચાર થઈ રહ્યો હોય તો તેને ધૈર્ય અને સહિષ્ણુતાથી સહન કરવો અને પોતાના મિશન કે હેતુની પ્રાપ્તિ માટે શાંત સંઘર્ષ અવિરત ચાલુ રાખવો જરૂરી છે. કોઈ સમાજમાં રહીને તેના અત્યાચારીઓથી યુદ્ધ છેડવા ગેરીલા યુદ્ધના ઔચિત્ય અંગે વિવેકબુદ્ધિ અને સૂક્ષ્મ દૃષ્ટિ રાખનારાઓ ચિંતન-મનન કર્યા પછી એ નિર્ણય ઉપર પહોંચ્યા છે કે આ પરિસ્થિતિમાં હુઝુર અકરમ સલ્લ.અને આપના સાથીઓના મક્કાના જીવનથી શિખામણ મેળવવામાં આવશે, જ્યાં ૧૪ વર્ષો સુધી મુસલમાનો જુલ્મ અને ઉપદ્રવનો ભોગ બનતાં રહ્યા અને હુઝુર અકરમ સલ્લ.એ આ કાળમાં સત્યના આમંત્રણનો સિલસિલો મુશ્કેલીઓ અને અવરોધો હોવા છતાં ચાલુ રાખ્યો તેમજ જવાબરૂપે કયારેય પણ અતિરેક અને હિંસાનો માર્ગ ન અપનાવ્યો. મક્કાના સત્તાધારી લોકો તરફથી નિઃસહાય અને નિર્મમ અત્યાચારો કરવામાં આવ્યા અને આતંકવાદના વિવિધ તરીકાઓ અપનાવવામાં આવ્યા. ચોતરફથી ઘેરો, સખત યાતનાઓ અને કતલ-એમ દરેકે દરેક મંજિલથી મુસલમાનોને પસાર થવું પડ્યું. આ સંઘર્ષ ફક્ત એટલા માટે હતો કે ઇસ્લામના પયગમ્બર નેકી અને ભલાઈનું આમંત્રણ આપતા હતાં, બૂરાઈથી રોકતા હતાં તેમજ આસ્થા અને વિચારસરણીના ક્ષેત્રે પોતાના સમાજને જુલ્મ અને અનેકેશ્વરવાદથી પવિત્ર કરવા માંગતા હતા. હઝરત ઉમર રદિ. અને હઝરત હમઝહ રદિ. ના મુસલમાન થયા પછી કુરૈશીઓ (મક્કાના મૂળ નિવાસીઓ)ની હિંસાનો જવાબ હિંસાથી આપી શકાય તેમ હતો પરંતુ આપ સલ્લ. એ હંમેશા ધૈર્યની શિખ આપી :

"પોતાના રબના નામનું સ્મરણ કરતા રહો અને બધાથી કપાઈ જઈ તેના જ થઈને રહો. તે પૂર્વ અને પશ્ચિમનો માલિક છે, તેના સિવાય કોઈ ખુદા નથી, આથી તેને જ તમારો વકીલ બનાવી લો; અને જે વાતો આ લોકો કહી રહ્યા છે તેની ઉપર ધીરજ રાખો અને સજ્જનતાપૂર્વક તેમનાથી અલગ થઈ જાઓ." (કુર્આન, સૂરઃ મુઝ્ઝમ્મિલ, ૮ - ૧૦)

"કહી દો, લોકો તમારી પાસે તમારા રબ તરફથી સત્ય આવી ગયું છે. હવે જે સીધો માર્ગ અપનાવે તેનું સીધા માર્ગ ઉપર ચાલવું તેના જ માટે ફાયદાકારક છે અને જે ગુમરાહ રહે તેની ગુમરાહી તેના માટે વિનાશકારી છે અને હું તમારી ઉપર કોઈ રખેવાળ નથી અને હે નબી, તમે એ માર્ગદર્શનનું અનુસરણ કર્યે જાવ જે તમારી તરફ વહી મારફતે

મોકલવામાં આવી રહ્યું છે, અને ધૈર્ય રાખો, એટલે સુધી કે અલ્લાહ ફેંસલો આપી દે, અને તે જ સૌથી શ્રેષ્ઠ ફેંસલો આપનાર છે."

(કુર્આન, સૂરઃ યુનુસ, ૧૦૯)

મદીના હિજરત પછી જુલ્મ અને અત્યાચારનો જવાબ તાકાતથી આપવાની પરવાનગી તે વખતે પ્રાપ્ત થઈ જ્યારે એક ઇસ્લામી સમાજ અસ્તિત્વમાં આવ્યો અને મક્કાના મુશ્રિકોના હુમલાઓથી તેના અસ્તિત્વને ખતરો ઊભો થયો. ડૉ. અબ્દુલહમીદ અબુ સુલેમાનના શબ્દોમાં :

"કુર્આને તેમને પોતાની જાત અને પોતાના મિશન (દીનના પ્રચાર-પ્રસાર)ની પ્રતિરક્ષા કરવાનો હુકમ તથા તેની પરવાનગી આપી દીધી અને રસૂલુલ્લાહ સલ્લ.એ પણ કુરૈશીઓ સહિત એ તમામ કબીલાઓનો પીછો કર્યો જેઓ આપ સલ્લ.નો અને દીનનો (પ્રચાર-પ્રસારનો) વિરોધ કરી રહ્યા હતા. આપ સલ્લ.નું આ પગલું પોતાની અને કમજોર માનવીઓની રક્ષા માટે હતું. આ ઈસ્લામ તરફથી માનવીને કોઈપણ આસ્થા-ધર્મ અને જીવનશૈલીના સંબંધે આપવામાં આવેલ આઝાદી હતી. આપ સલ્લ.એ તે લોકોની સાથે યુદ્ધ અને મુકાબલામાં શક્તિ અને હિંસાના તમામ સાધનોનો ઉપયોગ કર્યો. એમાં કેટલાક ષડયંત્રકારી અને અત્યાચારી નેતાઓની યોજનાબદ્ધ રીતે તેમના જ ઘરોમાં કતલ કરી નાંખવું પણ સામેલ છે." (તશદ્દુદ ઔર સિયાસી કશ્મકશ, પા. ૩૪)

કુર્આને હકીમમાં આ પરિસ્થિતિના સંદર્ભમાં જે ચોક્કસ હુકમો દર્શાવ્યા છે, તેનાથી સ્પષ્ટ થાય છે કે ઉપદ્રવનો સામૂહિક રીતે મુકાબલો કરવામાં અને ઉપદ્રવીઓનો સામનો કરવામાં ઈસ્લામ કોઈ પ્રકારની નરમી કે છૂટછાટ નથી આપતો.

"શું તમે એવા લોકો સાથે નહીં લડો જેઓ પોતાની સંધિઓનો ભંગ કરતા રહ્યા છે અને જેમણે પયગમ્બરને વતનમાંથી કાઢી મૂકવાનો ઈરાદો કર્યો હતો અને અતિરેકની શરૂઆત કરનારા તેઓ જ હતા ? શું તમે તેમનાથી ડરો છો ? જો તમે મોમિન છો તો અલ્લાહ આનો વધુ હક્કદાર છે કે તમે તેનાથી ડરો. તેમની સાથે લડો, અલ્લાહ તમારા હાથે તેમને સજા અપાવશે અને તેમને અપમાનિત કરશે અને તેમના મુકાબલામાં તમારી મદદ કરશે અને મોમિનોના દિલોને ઠંડા કરશે."

(કુર્આન, સૂરઃ તૌબા, ૧૩-૧૪)

"તમે તેમની સાથે લડતા રહો, અહીં સુધી કે ફિત્નો (ઉપદ્રવ) નાબૂદ થઈ જાય

અને દીન અલ્લાહ માટે થઈ જાય. પછી જો તેઓ અટકી જાય, તો સમજી લો કે અત્યાચારીઓ સિવાય અન્ય કોઈની વિરૂદ્ધ દુશ્મનાવટ રાખવી યોગ્ય નથી."

(કુર્આન, સૂરઃ બકરહ, ૧૯૩)

"પરવાનગી આપી દેવામાં આવી એ લોકોને જેમની વિરૂદ્ધ લડાઈ કરવામાં આવી રહી છે, કેમ કે તેઓ જુલ્મનો ભોગ બન્યા છે, અને અલ્લાહ બેશક તેમની મદદ કરવા માટે સમર્થ છે. આ એ લોકો છે જેમને પોતાના ઘરોમાંથી નાહક કાઢી મૂકવામાં આવ્યા, માત્ર આ કસૂર માટે કે તેઓ કહેતા હતા, 'અમારો રબ અલ્લાહ છે.' જો અલ્લાહ લોકોને એકબીજા દ્વારા હટાવતો ન રહે તો મઠો, ચર્ચ અને યહૂદીઓના દેવળ અને મસ્જિદો જેમાં અલ્લાહનું નામ પુષ્કળ પ્રમાણમાં લેવામાં આવે છે, બધા જ તોડી પાડવામાં આવે. અલ્લાહ અત્યંત શક્તિશાળી અને જબરદસ્ત છે. આ એ લોકો છે જેમને જો અમે ધરતી ઉપર સત્તા બક્ષીએ તો તેઓ નમાઝ કાયમ કરશે, ઝકાત આપશે, ભલાઈની આજ્ઞા કરશે અને બૂરાઈથી રોકશે અને સર્વ મામલાઓમાં પરિણામ અલ્લાહના હાથમાં છે."

(કુર્આન, સૂરઃ હજ્જ, ૩૯-૪૧)

ખુદાના આ સ્પષ્ટ આદેશોથી એ બાબત સામે આવે છે કે જો મુસલમાનોની એકતા, સમાજ અને શાસન માટે કોઈ શક્તિ ખતરો બની રહી છે કે તેના ઉપર આક્રમણ કરે છે તો આવી પરિસ્થિતિમાં જિહાદ પ્રાથમિક અનિવાર્યતા બની જાય છે.

ડૉ. અબ્દુલહમીદ અબૂ સુલેમાને હકીકતમાં આ પ્રશ્નનો જવાબ ઈસ્લામના સૌદ્ધાંતિક દૃષ્ટિકોણના પ્રકાશમાં શોધ્યો છે કે મક્કાના કાફિરોના સંબંધે અલ્લાહના રસૂલ અને આપના સાથીઓનું આચરણ મક્કામાં ધૈર્ય અને મક્કમતા તેમજ અતિરેક ન કરવાનું હતું; પરંતુ મદીનામાં આવીને તેમાં પરિવર્તન થયું અને તેઓને તે શક્તિઓથી સુરક્ષા અને તેમનું દમન કરવા હથિયાર ઉઠાવવાની પરવાનગી આપવામાં આવી. તેનું કારણ તેમની દૃષ્ટિએ એ છે કે મક્કામાં મુસલમાનો એ જ સમાજમાં વૈચારિક અને પ્રાકૃતિક-બુદ્ધિગત ઈન્કલાબ લાવવા માંગતા હતા, જેનો એક હિસ્સો તેઓ પોતે હતા અને આ અહિંસા કે અનતિરેક એ કોઈ યુક્તિ કે નીતિનો પ્રશ્ન ન હતો બલ્કે એક ધાર્મિક અને સૈદ્ધાંતિક દૃષ્ટિકોણ હતો, જેના ઉપર મક્કમ રહેવું આ સમાજમાં ખામોશ ઈન્કલાબ લાવવા માટે આવશ્યક હતું. આ કામમાં મુસલમાનો પોતાના નબીના નેતૃત્વમાં એકેશ્વરવાદના દૃષ્ટિકોણ ઉપર દૃઢતાથી કાયમ હતા અને મક્કાના શાસનનો શાંતિપૂર્વક મુકાબલો કરી રહ્યા હતા તેમજ સદ્વ્યવહારથી ઇસ્લામના આહવાનના તરીકાઓ ઉપર અમલ કરી રહ્યા હતા. તેમણે

આ કામમાં ધૈર્યની કાર્યશૈલી અપનાવી હતી અને જુલ્મના જવાબમાં કોઈ પણ સ્તરે અતિરેકનો કોઈ તરીકો ન અપનાવ્યો. શુભેચ્છા, સહકાર, સદ્દ્વર્તન, શ્રેષ્ઠ નૈતિકતાની શીખ અને જરૂરતમંદો અને કમજોરોની મદદનો સિલસિલો ચાલુ રાખ્યો. અલબત્ત, સત્યવચન કહેવાથી કયારેય દૂર ન રહ્યા. હુઝુર અકરમ સલ્લ.નું ફરમાન છે કે જાલિમ બાદશાહની સામે સાચી વાત કહેવી સૌથી શ્રેષ્ઠ જિહાદ છે. આ કાર્યપદ્ધતિ તે સમય સુધી કાયમ રહી જ્યાં સુધી મદીનામાં એક સમાજ અને તેનું વહીવટી માળખું અને એક 'શૂરા' (વિચાર-વિનિમય કરી યથાયોગ્ય સલાહ આપનાર લોકોની સમિતિ) અસ્તિત્વમાં ન આવી ગયાં. આનાથી એ સૈદ્ધાંતિક પરિણામ મળે છે કે કોઈ સમાજની આંતરિક સમસ્યાઓમાં ધૈર્ય અને મક્કમતા કોઈપણ સંજોગોમાં અનિવાર્ય છે. ડૉ. અબ્દુલહમીદ અબૂ સુલતાનના શબ્દોમાં -

"આ કાર્યશૈલી ત્યાં સુધી કાયમ રહેશે જ્યાં સુધી જાલિમનો જુલ્મ ખૂલ્લો ન પડી જાય અને ઉમ્મતનું નેતૃત્વ જાલિમના જુલ્મને રોકવા માટે સમર્થ ન થઈ જાય. સત્યના ધ્વજવાહકો અને સુધારણાની કોશિશ કરવાવાળા મઝલુમોનું ધૈર્ય જ છેવટે સંજોગોના તકાદા પ્રમાણે ઉમ્મત કે સમાજના વહીવટકર્તાઓ અને 'શૂરા'ને જાલિમના અત્યાચારનો જવાબ આપવા અને જુલ્મને કચડી નાંખવા તૈયાર કરશે."

(તશદ્દુદ ઔર સિયાસી કશમકશ, પા. ૪૪)

બીજા શબ્દોમાં અત્યાચારથી લડવાની વ્યક્તિગત પરવાનગી નથી. ઈસ્લામે 'અમ્ર બિલ માઅરૂફ' (ભલાઈની આજ્ઞા આપવી) અને 'નહિ અનિલ મુન્કર' (બૂરાઈથી રોકવું) એક મુસ્લિમ માટે ફરજ ઠેરવેલ છે. પરંતુ આ મામલામાં અતિરેક અને હિંસાચારની પરવાનગી આપવામાં આવી નથી. દુર્ભાગ્યે આ ફરજની આત્માથી અનભિજ્ઞતા અને આવેગ કે રાજકીય જૂથવાદ અને વ્યક્તિગત સ્વાર્થથી તેનો સંબંધ જોડી દેવાના કારણે લોકો અથડામણના માર્ગે વળી જાય છે અને પરસ્પર યુદ્ધની ટૂકડીઓનું સ્વરૂપ અખત્યાર કરી લે છે તેમજ પોતે જ ઉલુલ અમ્ર (હુકમ આપનાર વ્યક્તિ)નું સ્થાન લઈ લે છે. તે જ રીતે કોઈ અવૈધ અત્યાચારી અને પથભ્રષ્ટ રાજકીય તાકાતથી પણ વ્યક્તિગત રીતે કે નાનાનાના સ્વરચિત જૂથો બનાવીને અથડામણનું વલણ અપનાવવામાં આવે છે. જો કે ઈસ્લામ-જે હૃદયોને જીતવા અને સમગ્ર માનવજાતને તકલીફો અને મુસીબતોથી મુક્તિ માટે દુનિયામાં આવ્યો છે, તે આ પ્રકારના અતિરેક અને હિંસાચારને માન્ય રાખતો નથી. ડૉ. અબ્દુલહમીદ અબૂ સુલ્તાનના શબ્દોમાં :

"અતિરેક કે હિંસાનો નિર્ણય માત્ર અને માત્ર વહીવટકર્તાઓ અને 'શૂરા'નો

કાયમી અને કાનૂની અધિકાર છે, ન કે લોકો દરમિયાન જુલ્મ અને અતિરેક કરવાનું એક સાધન કે વિવિધ જૂથોના હાથોમાં આપી દેવાનું તે હથિયાર જેને તેઓ પારસ્પારિક ઝઘડાઓના ફેંસલામાં એકબીજા ઉપર વર્ચસ્વ પ્રાપ્ત કરવા માટે ઉપયોગમાં લઈ શકે."

(તશદ્દુદ ઔર સિયાસી કશમકશ, પા. ૪૬)

અત્યાચાર અને ઉપદ્રવના કાળમાં - જ્યારે કે ઉમ્મતના લોકોમાં વિવિધ જૂથો પરસ્પર આમને-સામને હોય ત્યારે પાછા ખસી જવાનું, ખામોશી અખત્યાર કરવાનું અને અલગ થઈ જવાનાં વર્તનનો અંગૂલિનિર્દેશ કરવામાં આવ્યો છે. હઝરત અબુઝર રદિ.નું કથન છે કે રસૂલુલ્લાહ સલ્લ.એ પોતાના અંતિમ કાળમાં ફરમાવ્યું કે :

"હે અબુઝર ! તે સમયે તમારો શું હાલ હશે જ્યારે લોકો એવી મોતનો સામનો કરશે, જ્યારે લોકો એટલા વ્યસ્ત હશે કે કબર ખોદવાવાળા અને મય્યત (મૃતકની લાશ) ને દફન કરવાવાળું કોઈ નહીં હોય ! આ પરિસ્થિતિમાં તમે ધૈર્ય રાખજો. ત્યારપછી આપ સલ્લ.એ ફરમાવ્યું; 'તમારી હાલત એ વખતે કેવી હશે જ્યારે તમે 'અહજારૂલઝૈત' (ઝયતુનનો પર્વત)ને લોહીમાં ડૂબી ગયેલ જોશો. તમે એ લોકોની સાથે થઈ જજો જેઓ તમારાથી સંબંધિત છે (ઈમામ જેનાથી તમે બૈત કરી છે એટલે કે જેના તમે શિષ્ય છો).' હઝરત અબુઝર રદિ.એ કહ્યું, 'અલ્લાહના રસૂલ ! આવી પરિસ્થિતિમાં તલવાર ઉઠાવીને ખભા ઉપર ન મૂકી દઉં ?' તો આપ સલ્લ.એ ફરમાવ્યું, 'તે રીતે તો તમે પણ એ જ લોકોમાં સામેલ થઈ જશો.' હઝરત અબુઝર રદિ. એ પુછ્યું, 'તો મને એવી પરિસ્થિતિમાં શું હુકમ આપો છો ?' આપ સલ્લ. એ ફરમાવ્યું; 'પોતાના ઘરમાં એકાંતવાસી થઈ જજો અને તમને ભય હોય કે તલવારની ચમક તમારા ઉપર વર્ચસ્વ પ્રાપ્ત કરી લેશે તો તમે પોતાનો ચહેરો ઢાંકી લેજો. હુમલાખોર તમારો અને તેનો પોતાનો ગુનો સમેટી લેશે."

આ હદીષ ઉપદ્રવ ઘરમાં કે સમાજમાં ઊભો થયો હોય ત્યારે અતિરેક અને હિંસાચારથી દૂર રહેવાં અને અત્યાચારથી બચવાની શિખામણ આપે છે.

# પશ્ચિમની ઉદ્ધતાઈ - ઉદ્દંડતા

આજકાલ પશ્ચિમવાદીઓ, યહૂદીઓ, હિંદુ ફાસીવાદીઓ, નાસ્તિક અને ધર્મની દુશ્મન તાકાતો - બધા સમૂદાયો માટે સૌથી વધુ દિલચસ્પ પરિભાષા 'ઇસ્લામી આતંકવાદ' છે. વર્તમાન આંતરરાષ્ટ્રિય યહૂદી માધ્યમો માટે અને તેનું અનુકરણ કરનારા ભારતના ફાસીવાદી અને પૌરાણિક સંસ્કૃતિના ધ્વજવાહકો બલ્કે પશ્ચિમના દસ્તરખાનના ટૂકડાઓ ઉપર ઝપટવાવાળા માધ્યમો માટે પણ તે બેહદ પસંદગીની અને સ્વાદિષ્ટ પરિભાષા બની ગઈ છે. સલીબ (ક્રોસ) અને હિલાલ (ચાંદ)ની સદીઓ જૂની લડાઈના ઝખ્મો યુરોપના કેટલાક લોકોની છાતીમાં તાજા થઈ ઊઠ્યા છે અને આ લોકો પોતાના જુઠાં પ્રચારથી ઇસ્લામની છબી ખરાબ કરવામાં રાત-દિવસ વ્યસ્ત છે. આતંકવાદને ઇસ્લામનો પર્યાય સાબિત કરી રહ્યા છે, જ્યારે કે યુદ્ધ ખાતર યુદ્ધ અને તલવારબાઝીનો શોખ પૂરો કરવા માટે જિહાદનો ખ્યાલ ઇસ્લામી ઈતિહાસમાં દૂર-દૂર સુધી નજરે નથી પડતો. બલ્કે આવા ખૂની જાલિમ અને કાતિલને ઇસ્લામ માનવતાનો સૌથી મોટો દુશ્મન ઠેરવે છે. પશ્ચિમના ઉદ્દંડ અને ધૃષ્ટ બદજબાની કરવાવાળા, ભારતના ફાસીવાદી ઉપદ્રવીઓ અને સામ્યવાદીઓ અને ઈમાનફરોશોએ અર્થઘટન એવી રીતે કર્યું છે કે જાણે તે તલવારના જોરે ઇસ્લામને ફેલાવવાનું એક માધ્યમ અને વિરોધીઓની કત્લેઆમનો એક વિષય છે.

ઈતિહાસના પ્રત્યેક યુગમાં લોકો જુલ્મથી હાથ અજમાવતા રહ્યા છે અને જ્યારે પણ માનવ અધિકારો ઉપર અત્યાચાર કરવામાં આવ્યો અને ઈન્સાફનું ખૂન કરવામાં આવ્યું, લોકો વિવશ થઈ મેદાનમાં નીકળી આવ્યા છે કે પછી છૂપી રીતે તોડફોડની પ્રવૃત્તિઓમાં સક્રિય થઈ ગયા છે.

નજીકના ભૂતકાળમાં વિવિધ દેશોમાં યુદ્ધ અને લડાઈ, અતિરેક અને અત્યાચાર, અરાજકતા અને અવ્યવસ્થાની ઘટનાઓ ઉપર દૃષ્ટિપાત કરતાં ખ્યાલ આવે છે કે તેના કારણો મહદ્અંશે રાજકીય આતંકવાદ કે શાસક ગિરોહના જૂલ્મ અને અત્યાચાર છે. અલ્જિરીયા, ઈજીપ્ત, ટ્યુનીશીયા, લિબીયા અને ચેચેન્યા વગેરેમાં શાસકોના લશ્કરી ટોળાંઓ અને માનવઅધિકારોને પગતળે કચડી નાંખતા રાજકારણીઓના અહમ્‌ના કારણે નિરંતર રક્તપાત થાય છે. હકુમતોએ ન્યાયનો પાલવ છોડી દીધો છે તેમજ જુલ્મ અને અતિરેકને રોકવામાં નિષ્ફળ રહી છે. બલ્કે પોતે જ જુલ્મ અને અતિરેકનો હાથો બનીને રહી ગઈ છે. તેથી શાંત ઈન્કલાબના માર્ગોથી હતાશ થઈ વિહ્વળ નવયુવાનોએ શસ્ત્રો ઉઠાવી લીધા છે.

ન્યાયનો અભાવ અને વંચિતતા આતંકવાદની વૃદ્ધિનું સૌથી મોટું કારણ છે. જો

મઝલુમ અને અપરાધોના શિકાર લોકોને હકુમત કે સત્તાની મશીનરી ન્યાય ન અપાવી શકે તો લોકોના દિલોમાં જુલ્મ કરવાવાળાથી બદલો લેવાનો આવેગ ભડકી ઉઠે છે. ભારતમાં કોમી રમખાણોના લાંબા વ્યથાકારક કાળમાં પોલીસ, પી.એ.સી. અને સરકારી મશીનરીનું ખૂલ્લેઆમ લઘુમતિઓ સાથે ભેદભાવભર્યું વર્તન તથા કતલ અને લૂંટમારમાં સામેલ હોવાના સ્પષ્ટ પૂરાવાઓ હોવા છતાં - તદ્ઉપરાંત તપાસપંચોના અહેવાલોમાં પણ તેમને ગુન્હેગાર ઠેરવવા છતાં, જ્યારે નિરંતર સત્તાધારી પક્ષ કોઈપણ ગુનેગાર અને આતંકવાદીને સજા ન અપાવી શકે તો સ્વભાવિક જ પ્રજામાં બેચેની અને અસંતોષ માથું ઉંચકશે તથા તેઓ ન્યાય ન મળવાને કારણે, બલ્કે ખૂલ્લેઆમ અપરાધીઓને પીઠબળ મળતું હોવાનું જોઈને શસ્ત્રો ઉઠાવવાનો ફેંસલો કરે છે તો તેને જુલ્મ અને અન્યાયની એક સ્વભાવિક પ્રતિક્રિયા જ ગણાશે અને તેને આતંકવાદ કહેવાશે નહીં.

## *આતંકવાદનો કોઈ ધર્મ નથી :*

આતંકવાદમાં મૂળ તત્ત્વ ગુસ્સો અને રોષમાં આવીને કે યોજનાપૂર્વક કોઈ ફરિયાદના નિકાલ માટે, તત્કાલિન હકુમત કે કોઈ રાજકીય પક્ષમાં વિરોધ કે વર્તમાનપત્રો દ્વારા પ્રસિદ્ધિની પ્રાપ્તિ, ભયનું વાતાવરણ ઊભું કરીને પોતાની માંગણીઓ માટે વાતાવરણ તૈયાર કરવું, શાસનની કમજોરીને ખૂલ્લી પાડવી, હકુમતની પ્રતિક્રિયા ઉપર પ્રજાની સહાનુભૂતિ મેળવવાનો ઉદ્દેશ્ય હોય છે. આવા લોકો, જો કે સિદ્ધાંતો અને વિચારધારાનો લબાદો ઓઢી લે છે કે પછી તેઓની કેટલીક વ્યાજબી ફરિયાદો હોય છે કે તેમના અને તેમના પરિવાર, વંશ કે સંપ્રદાય કે પ્રદેશ વિરૂદ્ધ તત્કાલિન શાસને કરેલ નિર્લજ્જ વ્યવહાર હોય છે જેના કારણે તેઓ હથિયાર ઉઠાવી લે છે. પરંતુ દુનિયાનો કોઈપણ ધર્મ - વિશેષતઃ ઈસ્લામ તેની સહેજ પણ પરવાનગી આપતો નથી કે નિર્દોષ લોકોને નિશાન બનાવવામાં આવે અને જુલ્મનો જવાબ તેનાથી ઘણાં મોટા જુલ્મથી આપવામાં આવે. હકીકત એ છે કે ભૌતિકવાદી પશ્ચિમી સભ્યતા અને સામ્યવાદી વિચારસરણીએ બંદૂકની સંસ્કૃતિને ઉત્તેજન આપ્યું અને નવી પેઢી - જે આ સંસ્કૃતિની ગોદમાં યુવાનવયે પહોંચી છે - તે ખૂંખાર જંગલી જાનવર બનીને સામે આવી.

ઈસ્લામ, ન માત્ર બંદૂકની સંસ્કૃતિ તથા રક્તપાત અને નિષ્ઠુરતા તથા નિર્દોષ માણસો ઉપર હાથ ઉઠાવવાને અપરાધ ઠેરવે છે બલ્કે સાંસ્કૃતિક, શૈક્ષણિક અને આર્થિક ફાસીવાદ અને આતંકવાદનો સખત વિરોધી છે. આજે વિશ્વના જુદા-જુદા દેશોમાં વંશીય, સાંસ્કૃતિક અને ભાષાકીય પૂર્વગ્રહો અને અત્યાચારના નિર્લજ્જ બનાવો સામે આવતા રહે છે. ઈસ્લામી ઈતિહાસના લાંબા યુદ્ધમાં આ પ્રકારના આતંકવાદનું કોઈ દૃષ્ટાંત મળતું નથી.

રશિયા, અમેરિકા, પશ્ચિમી રાષ્ટ્રો અને ભારતમાં પણ લોકશાહી, ઉદારમતવાદ અને માનવબંધુત્વના ઓથા હેઠળ એવાં-એવાં સાંસ્કૃતિક અત્યાચારો અને અતિરેક થઈ રહ્યા છે કે માનવીની બુદ્ધિ અને સમજ હેરાન થઈ જાય ! લોકો ડંકાની ચોટ પર સત્તાના સથવારે બીજાઓની ભાષા અને સંસ્કૃતિને કચડવા તેમજ દેશનિકાલ કરવાની કોશિશોમાં વ્યસ્ત છે.

આંતરરાષ્ટ્રિય દૃષ્યપટલ ઉપર બીજા વિશ્વયુદ્ધ વખતે પશ્ચિમના મનો-મસ્તિષ્ક ઉપર નાઝીવાદનું ભૂત સવાર હતું. ત્યારબાદ સામ્યવાદ એક સ્નાયુઓ ઢીલા કરી નાંખે તેવી અને ખૌફનાક ભૂતાવળની હેસિયતે ધ્રુજાવતું રહ્યું. હવે બંને તાકાતોના તૂટીને વિખેરાઈ ગયા પછી પશ્ચિમને એક નવા પ્રતિસ્પર્ધીની શોધ હતી અને તેણે ઈતિહાસના ભૂગર્ભમાંથી તેને બહાર કાઢ્યો અને સલાહુદ્દીન ઐયુબીની ચમકતી તલવાર તેની કલ્પનામાં લહેરાવા લાગી - જેણે સદીઓ પૂર્વે રિચાર્ડ થર્ડના નેતૃત્વમાં સમસ્ત ખ્રિસ્તી વિશ્વ અને યુરોપની કવચમાં સુરક્ષિત શક્તિઓને 'બયતુલ મુકદ્દસ' (યરૂશલમ)ની રક્ષા અને તેની પવિત્રતાને બહાલ કરવા કાજે શરમનાક પરાજય આપ્યો હતો. ત્યારપછી યુરોપના યહૂદી માધ્યમોએ ઈસ્લામની એવી ખૌફનાક છબી રજૂ કરી, જાણે હવે માનવજગત માટે સૌથી મોટો પડકાર ઈસ્લામ અને મુસલમાનો જ છે. જહોન એલ સ્પાઝટોએ પોતાના પુસ્તક The Islamic Threat માં પશ્ચિમના આ આતંકવાદનું અર્થઘટન આ શબ્દોમાં કર્યું છે :

"મુસલમાનો આવી રહ્યા છે, મુસલમાનો આવી રહ્યા છે... પશ્ચિમના આ ડર અને અંદેશાની એક હાસ્યાસ્પદ ઝલક, એક અતિશયોક્તિભરી કલ્પના; પછી પણ જ્યારે અમેરિકાના નાયબ પ્રમુખ ડોન કાયલ (Dan Quayle) અંતિમવાદી ઈસ્લામી રૂઢિવાદના ખતરાઓ ઉપર ચર્ચા કરે છે; અને તેનો સંબંધ ફાસીવાદ અને સામ્યવાદથી જોડે છે. લોકશાહીથી તેની અસંગતતા બયાન કરવામાં આવે છે. બોસ્ટન ગ્લોબ (Boston Globe) ઈસ્લામ ઉપર ઈસ્લામની તલવારના વિષે હપ્તાવાર લેખ શરૂ કરે છે. એ જાણવું મુશ્કેલ થઈ જાય છે કે વાસ્તવિકતા કયાં સમાપ્ત થાય છે અને વાર્તા કયાંથી શરૂ થાય છે." (The Islamic Threat, ઓકસફર્ડ યુનિવર્સિટી પ્રેસ, ન્યુયોર્ક, ૧૯૯૩, પા. ૧૬૮)

તે હકીકત છે કે ઈસ્લામી રાષ્ટ્રોમાં કેટલાક સરમુખત્યારો કે કેટલાક અમેરિકાની મરજી વિરૂદ્ધ થનારા ઈન્કલાબોને બહાનું બનાવી સમગ્ર ઈસ્લામી જગત અને સમસ્ત મિલ્લત ઉપર પશ્ચિમ જે નિર્લજ્જતાથી મહેણાં-ટોણાં મારે છે અને નિંદા કરે છે તે આધુનિક વિશ્વના ઈતિહાસની આશ્ચર્યજનક ઘટના છે. મઝાની વાત એ છે કે દુનિયાના વિભિન્ન ભાગોમાં પોતાની સી.આઈ.એ. સંસ્થા દ્વારા તેણે જે પ્રકારની ગુનાહિત અને પ્રપંચી કાર્યવાહીઓ કરી છે, તેનાથી આ યુગનો ઈતિહાસ રંગીન છે.

સ્પાઝ્ટોના શબ્દોમાં :

''પશ્ચિમની આ આદત બની ગઈ છે કે તેના વ્યાપારિક અને આર્થિક સ્વાર્થો ઉપર સહેજપણ હાનિ પહોંચવાનો ભય હોય તો તે પોતાની પ્રતિસ્પર્ધી કોમો વિરૂદ્ધ વગોવાયેલા આરોપોના પટારાઓ ખોલી નાંખે છે અને વિવિધ હાસ્યાસ્પદ વિપત્તિઓ - આફતો તેમાંથી ઉદ્‌ભવે છે, જેના ઉપર તે ક્યારેક ઈસ્લામ અને કયારેક સામ્યવાદનું લેબલ લગાવીને પ્રસ્તુત કરે છે.''

સ્પાઝ્ટોએ સાચું લખ્યું છે કે ખાડી યુદ્ધના જમાનામાં અમેરિકા નવિન વૈશ્વિક વ્યવસ્થાનો સંદેશવાહક બનીને સન્મુખ આવવા માંગે છે તથા માનવઅધિકારો, સ્વતંત્રતા અને લોકશાહીની વૃદ્ધિની તેને પશ્ચિમી યુરોપ અને એશિયા અને આફ્રિકામાં બેહદ ચિંતા હતી. પરંતુ તે જ અમેરિકાને એ વાતથી સખત ભય હતો કે આ પ્રદેશોમાં મુસ્લિમ પ્રજા પોતાની બહુમતિ અને આમ મરજી મુજબ પશ્ચિમની નાસ્તિક લોકશાહીના મુકાબલામાં ઈસ્લામની 'શૂરા' ની વ્યવસ્થા અને લોકતાંત્રિક વ્યવસ્થાની સ્થાપનાના સંઘર્ષમાં સફળ થઈ જાય. તેથી આ પ્રદેશોના નિર્દયી, અનૈતિક, સ્વાર્થી અને ચાલાક સરમુખત્યારો અને રાજાઓની આ જ લોકશાહીના ધ્વજવાહક અમેરિકાએ ભરપૂર મદદ કરી; જેથી તેઓ પોતાના દેશોની જનતાના અભિપ્રાયને કચડી શકે. ટ્યુનીશીયા, અલ્જિરીયા અને ઈજીપ્તમાં જે પ્રકારના શાસકોને અમેરિકાએ પોતાની સંપૂર્ણ હિમાયત અને મદદથી ત્યાંની પ્રજા ઉપર ઠોકી બેસાડ્યા છે અને તેઓ જે રીતે ખૂનની હોળી રમી રહ્યા છે તેનાથી દુનિયા સારી રીતે વાકેફ છે.

પશ્ચિમ વીસમી સદીના મધ્યાંતરમાં એક લાંબી મુદ્દતથી પોતાના સમાજોમાં એક શાંતિપ્રિય મુસ્લિમ સમાજ અને મુસ્લિમ પરિવારોને ઉચ્ચ પ્રકારની ટેકનીકલ, વૈદ્યકીય તેમજ વ્યાપારિક અને માળખાકીય સેવાઓ આપતા તથા એક શાંતિપ્રિય નાગરિકની હેસિયતે જિંદગી ગુજારતાં જોઈ રહ્યું છે. છતાં પણ એ બાબત ઉપર જહોન એલ સ્પાઝ્ટોને આશ્ચર્ય છે કે આ કલમના ધણી અને માધ્યમોના લેખોમાં લોહીભીનો રંગ કેમ મોજુદ છે ! તે લખે છે :

"ઈસ્લામ અને મુસલમાનોનું ચિત્રણ ૧૪ સદીઓમાં ઉપદ્રવી અને વિદ્રોહી યુદ્ધખોરની હેસિયતે કરવામાં આવે છે. ઈસ્લામ હુમલાખોર છે તેમજ ઈસ્લામ અને મુસલમાનોના કાર્યોને આક્રમણકારી બનાવીને રજૂ કરવામાં આવે છે અને તેઓને હુમલાઓ, જિહાદ અને વિજયોના જવાબદાર ઠેરવવામાં આવે છે. જ્યારે પશ્ચિમને પ્રતિરક્ષા કરવાવાળો, હુમલાનો જવાબ આપવાવાળો, ધર્મયુદ્ધો કરવાવાળો અને છિનવાઈ ગયેલ જમીનો પાછી મેળવવાવાળો નિર્દોષ સમૂદાય બનાવીને પ્રસ્તુત કરવામાં આવે છે."

(The Islamic Threat, પા. ૧૭૮)

પશ્ચિમની વિચારધારાને બર્નાર્ડ લેવિસે પોતાના ઉક્ત પુસ્તકમાં વિસ્તારથી રજુ કરેલ છે કે;

"રૂઢિવાદ આધુનિકતા, બિનસાંપ્રદાયિકતા, પશ્ચિમી મૂડીવાદ અને લોકશાહીથી સંઘર્ષરત છે, તે પૂરાણી જીવન પદ્ધતિને અવિરત પરિવર્તનશીલ આધુનિક જીવનરીતિના મુકાબલામાં કાયમ રાખવા માંગે છે."

પશ્ચિમના લેખકો તેને બે સંસ્કૃતિઓનો સંગ્રામ ગણે છે જેમાં એક જૂનો પ્રતિસ્પર્ધી છે - જે યહૂદી-ખ્રિસતી સાંસ્કૃતિક વારસો અને અધાર્મિક જીવનશૈલીથી તેમજ તેના વૈશ્વિક સ્તરે ફેલાવાથી યુદ્ધ કરી રહ્યો છે.

વીસમી સદીમાં વૈશ્વિક સ્તર ઉપર થતાં અત્યાચાર અને આતંકવાદના અહેવાલોથી જે સંપૂર્ણપણે માહિતગાર છે તે આ હકીકતથી વાકેફ છે જેની તરફ પશ્ચિમી બુદ્ધિજીવી સ્પાઝ્ટોએ પણ અંગુલિનિર્દેષ કર્યો છે કે મોટાભાગે અથડામણો અને રક્તપાત બિનધાર્મિક કારણોસર થયેલ છે. જેમાં આક્રમક કોમવાદ, વંશવાદ, સાંપ્રદાયિક પૂર્વગ્રહ, રાષ્ટ્રવાદ અને ભૌતિક સ્વાર્થો સામેલ છે. આંતરરાષ્ટ્રિય ક્ષેત્રે જે આતંકવાદી સંગઠનો પાછલી સદીમાં સક્રિય રહ્યા છે તેની સમીક્ષા કરો તો મુસલમાનોના આ પ્રકારના કેટલાક સંગઠનો જે પેલેસ્ટાઈન અને કશ્મીર વગેરેમાં સક્રિય રહ્યા છે, શૂન્ય બરાબર લાગે છે. ખુદ ભારતમાં પણ સામ્યવાદી અને હિંદુ ફાસીવાદી જૂથોના આતંકવાદની સૂચિ ઘણી લાંબી છે. તેની સાપેક્ષમાં મુસલમાનોનું એક પણ સંગઠન તે પ્રકારનું નથી.

પશ્ચિમ દ્વારા ઈસ્લામ અને મુસલમાનોનો સંબંધ આતંકવાદથી જોડવાનું અને આધુનિક કોમોના જૂથમાં સામેલ ન કરવાનું એક કારણ એ દર્શાવવામાં આવે છે કે તેને લોકશાહી ઉપર વિશ્વાસ નથી. હવે જો તે સ્વતંત્ર ચૂંટણીઓ દ્વારા ભારે બહુમતિથી સફળ થઈને લોકશાહીના તકાદાઓ પૂરા કરવા માટે પ્રજાની મરજી પ્રમાણે ઈસ્લામી વ્યવસ્થાની સ્થાપના કરવા માંગે છે તો આ બાબત પશ્ચિમી બુદ્ધિજીવીઓના મતે ખૂલ્લો ફાસીવાદ અને લોકશાહી વિરોધી બની જાય છે. એટલા માટે કે લોકશાહીમાં ચૂંટાયેલા પ્રતિનિધિઓએ અનિવાર્યપણે એવા કાનૂન ઘડવા જોઈએ જેનો ધાર્મિક મૂલ્યો સાથે કોઈ સંબંધ ન હોય અને જો તેઓ કાનૂન ઘડતરનો અધિકાર ખુદાને તબદીલ કરવા ચાહે તો તેનાથી મોટો અપરાધ તેમના નજીક નથી હોઈ શકતો. પશ્ચિમનો એક પત્રકાર લેસલી ગિલ્બ (Leslie Gelb) લખે છે :

"આજકાલ જેટલાં ઈસ્લામી દેશો છે તેમાં સ્વતંત્ર ચૂંટણીઓના પરિણામ રૂઢિવાદીઓની સફળતાના સ્વરૂપે આવશે અને આ રીતે ધાર્મિક શાસન (Theocracy)*ની

સ્થાપનાનું ઔચિત્ય પ્રદાન કરશે. રૂઢિવાદીઓએ વિવિધ આરબ દેશોની સ્વતંત્ર ચૂંટણીઓ ઉપર જોર લગાવી રાખ્યું છે. પોતાને દબાયેલા-કચડાયેલા લોકોના રક્ષકની હેસિયતથી દર્શાવીને પોતાની અપેક્ષા મુજબની સફળતા પ્રાપ્ત કરી છે. પરંતુ એ વાત શંકાસ્પદ છે કે તેઓ ખરેખર જ લોકશાહીને ફેલાવવાની લાગણી ધરાવે છે. ધર્મ અને રાજકારણ વચ્ચે ઈસ્લામ કોઈ હદ નથી બાંધતો. સાઉદી આરબ, જો કે એક બિનલોકશાહી દેશ છે, છતાં પૂર્ણ ઈસ્લામી દેશ છે - જો તે રાજકીય પ્રવૃત્તિઓ માટે ઉદારતા દાખવે તો કદાચ વધુ પ્રમાણમાં ત્યાંની વર્તમાન આઝાદી છિનવાઈ જશે. (લોકતાંત્રિક પ્રવૃત્તિઓની ઈજાજત પછી) કોઈ બિનપક્ષકાર જાહેર સ્થળ કે સંસ્થા ત્યાં નહીં હોય, જ્યાં પ્રજાના વિચારોને તેમના અભિપ્રાયનો દરજ્જો આપવામાં આવે, ચાહે સંપૂર્ણ સચ્ચાઈનો દરજ્જો ન આપવામાં આવે. આવા માહોલમાં ચૂંટણીઓ ત્યાં હાસ્યાસ્પદ સાબિત થશે."

(The Free Elections Trap-Newyork Times, May 29,1981)

પશ્ચિમના દિમાગમાં લોકશાહીનો જે અર્થ અને તેના માટે જે માન-મર્યાદા છે, તે ઉપરોક્ત અવતરણથી સ્પષ્ટ થાય છે. અમેરિકા પોતાના સ્વાર્થના કારણે કેટલાક આરબ દેશોમાં આપખુદશાહી અને સરમુખત્યારશાહીને લોકશાહી અને સ્વતંત્ર ચૂંટણીઓ ઉપર પ્રાધાન્ય આપે છે. તેને પોતાના સાંસ્કૃતિક એજન્ડા અને સભ્યતાની બુનિયાદોની થોડી ચિંતા છે કે તે કોઈ દેશની તમામ પ્રજામાં મતને કચડીને કેટલાક સર્વોચ્ચ આપખુદ વ્યક્તિઓ અને તેના લશ્કરની મદદથી પોતાના તે એજન્ડાને કાયમ કરવો સર્વથા લોકશાહીનો તકાદો ઠેરવી શકે છે અને જ્યારે તેના વિરૂદ્ધ પ્રતિક્રિયાનું પ્રદર્શન થાય તો તેને આતંકવાદ અને ફાસીવાદ ઠેરવીને માનવતા માટે ખતરો ગણે છે.

પશ્ચિમે મધ્ય એશિયામાં લોકશાહીનો ચહેરો જે રીતે બગાડયો છે અને પોતાના મતે ઈસ્લામી ખતરાથી સુરક્ષિત લોકશાહી (Riskfree Democracy)નો જે પ્રયોગ કર્યો છે તે ખ્રિસ્તી દુનિયા અને યહૂદી દુનિયાના સંસ્થાનવાદી મગજનું પ્રતિબિંબ છે.

હકીકત એ છે કે ઈસ્લામે બળજબરી, અતિરેક અને અત્યાચાર તથા આતંકના માહોલથી માનવજગતને સૌપ્રથમ પણ મુક્તિ અપાવી હતી, જ્યારે તે આતંક અને પશુતાના અંધકાર અને ખોફનાક આપ ખુદ-નિરંકુશ શાસકોના પંજામાં જકડાઈ ગયું હતું અને હવે તે જ લોકશાહી, સ્વતંત્રતા, મતાધિકાર, માનવહક્કો અને માનવતાનું ગૌરવ અને માનઆબરૂની રક્ષામાં મહત્વનું યોગદાન આપી શકશે. એટલા માટે કે તેના ખમીરમાં સમાનતા, અભિપ્રાયની આઝાદી, 'શૂરાઈય્યત' (પારસ્પરિક સલાહ અને વિચારવિમર્શ) અને માનવીની પ્રતિષ્ઠા અને માન-મર્યાદા સામેલ છે. હાલ ઈસ્લામી જગતમાં ઈસ્લામના પુનરૂત્થાન માટે કાર્યરત સંગઠનોના સ્વભાવમાં લોકતંત્ર એક બુનિયાદી મહાભૂતની હેસિયતથી

સામેલ છે અને તે પ્રતિબંધિત હોવા છતાં યોગ્ય અને ઉચિત ઠેરવવામાં આવેલ સાંસ્કૃતિક મોજમઝા તથા ભોગવિલાસ અને લંપટતા અને દુરાચારને ફેલાવવાની દરેક પ્રકારની ધાક-ધમકી અને દગાબાજી તેમજ અત્યાચાર સામે માથુ નમાવવા તૈયાર નથી. પશ્ચિમની લાયકાતનો હાલ તો એ છે કે જો પૂર્વની કોઈ સ્ત્રી પોતાનો સ્કાફ કે દુપટ્ટો પોતાના શરીરથી અલગ ન કરે તો તે જંગલી જાનવરોની દૃષ્ટિથી તેને જુએ છે અને તેના વસ્ત્રોને તાર-તાર કરી નાંખવા તૈયાર થઈ જાય છે.

ઈસ્લામી મૂલ્યો અને લોકતાંત્રિક મૂલ્યોને એકબીજાના વિરોધી ઠેરવવાવાળા વાસ્તવમાં માનવીના પશુતાના હકને ખાતર દરેક પ્રકારની આઝાદીના ઈચ્છુક છે. આધુનિક ઈસ્લામી ચિંતકો ઈસ્લામી શાસનને સરમુખત્યારશાહી અને રાજાશાહીની ગંદકીથી પવિત્ર કરીને સ્વચ્છ શૂરાઈ વ્યવસ્થાના ઉત્થાન માટે પ્રયત્નશીલ છે. દુર્ભાગ્યે પશ્ચિમની છત્રછાયા હેઠળ જે આપખુદ રાજાઓનું તેમના મહેલોમાં પાલનપોષણ થઈ રહ્યું છે, તેઓ કાં તો પોતાની વિચારધારા અને રહેણીકરણી બદલશે કે પછી ફ્રાંસની ક્રાંતિની જેમ કે ઈરાનના શાહની માફક તેમને પણ 'શૂરાઈ' વ્યવસ્થા માટે જગ્યા ખાલી કરવી પડશે.

પશ્ચિમ ઈસ્લામ અને ઈસ્લામી સમાજ અને શાસન પદ્ધતિ ઉપર એ આરોપ મૂકે છે કે તેમાં બિનમુસ્લિમ લઘુમતિઓનો કોઈ અવાજ નથી હોતો કે તેના હેઠળ સરવાળે કાનૂન ઘડતર અને પ્રત્યેક માંમલામાં કોઈપણ પ્રકારનો ફેંસલો કરવાનો અધિકાર પ્રજાના પ્રતિનિધિઓને પ્રાપ્ત હોતો નથી. ઈસ્લામી સમાજમાં બિનમુસ્લિમ લઘુમતિઓ માટે વાતચીત દ્વારા કંઈપણ હાંસલ થવાની શક્યતા નથી. તેથી તેમનું સ્થાન અને તેમના અધિકારો પહેલાથી જ નક્કી કરી દેવામાં આવ્યા છે. આ એક દિલચસ્પ આરોપ એ સમાજ તરફથી મૂકવામાં આવી રહ્યો છે જ્યાં લઘુમતિઓને વિચારધારા અને આસ્થા ઉપરાંત રંગ અને વર્ણ તેમજ ભાષાના આધારે સદીઓથી નફરત અને તિરસ્કારના શિકાર બનાવવામાં આવી રહ્યા છે અને જયાં રાષ્ટ્રના ઉચ્ચ વ્યવસ્થાપકો તો દૂરની વાત છે, મહત્વના હોદ્દાઓનું સ્વપ્ન પણ નથી જોઈ શકતા. જ્યારે ઈસ્લામ તેઓને દરેક પ્રકારની આઝાદી અર્પે છે અને જો તેઓ ઈસ્લામી જીવન વ્યવસ્થામાં પોતાનાં વિશ્વાસ અને આસ્થા જાહેર કરે તો તેઓને રાષ્ટ્રનો ઉચ્ચ હોદ્દો પણ એનાયત થઈ શકે છે.

પશ્ચિમે ૧૭મી સદી પછી ધર્મ અને રાજકારણની સરહદો જુદી-જુદી કરી નાખી અને એકબીજાના મામલાઓમાં બંનેની દખલગીરી ઉપર પ્રતિબંધ મૂકી દીધો. ધર્મ વિશે તેને પૂર્ણ વિશ્વાસ થઈ ગયો કે તે માત્ર કેટલીક પૂજા-પાઠ અને વ્યક્તિગત જીવનની નીતિમત્તા તથા રિવાજોથી સંબંધિત એક વ્યવસ્થાનું નામ છે. જીવનની શેષ મહત્વની બાબતો તેના વિભાગમાં આવતી નથી. સ્પાઝ્ટોના શબ્દોમાં :

"ધર્મનો આધુનિક દષ્ટિકોણ એ છે કે તે આસ્થાઓની એક વ્યવસ્થા છે, જે માણસના વ્યક્તિગત જીવન સાથે સંબંધિત છે અને રિયાસત તથા ચર્ચ વચ્ચે અલગતા એટલો સ્વીકૃત અને આંતરરાષ્ટ્રિય સ્તરે સુપ્રસિદ્ધ દષ્ટિકોણ બની ગયો છે કે તેણે ભૂતકાળના આચાર-વિચારને તથા ચિંતન અને આચરણને દિમાગોથી હટાવી દીધા છે અને ઘણા બધા લોકો માટે તેણે અવકાશી, શાશ્વત અને સર્વમાન્ય સત્યની હેસિયત અખત્યાર કરી લીધી છે. આમ, આધુનિક ધર્મનિરપેક્ષતાની સાપેક્ષમાં ધર્મથી રાજકારણને ભેળવવું અસામાન્ય, ખતરનાક અને અંતિમવાદી કૃત્ય ગણાય છે. ટૂંકમાં, પશ્ચિમમાં ધર્મનિરપેક્ષ માણસના લોકોને - ચાહે તે સરકારી અમલદાર હોય કે રાજકીય દીર્ઘદષ્ટા કે ચાહે તે પ્રજા હોય - એવા મુસલમાનો અને તેમના જૂથોનું કામ પડે છે જેઓ ઈસ્લામને એક સંપૂર્ણ અને સર્વગ્રાહી જીવન વ્યવસ્થા તરીકે સ્વીકારે છે, તો તેમને રૂઢિવાદી ઠેરવે છે તથા પછાત માનસ અને વિચાર ધરાવનારા, પરિવર્તનના વિરોધી અને એવા ઝનૂની સમજવામાં આવે છે જે દુનિયા માટે એક ખતરો છે. મુસ્લિમ દેશોની ઘણીખરી હકુમતો અને શાસન ચલાવનાર લોકોની વિચારસરણી પણ આવી જ છે. કેટલાક જોશીલા નવયુવાનો અને જૂથોની કેટલીક અતિરેકપૂર્ણ કાર્યવાહીઓને તેના પુરાવા રૂપે પ્રસ્તુત કરવામાં આવે છે કે ધર્મ અને રાજકારણને ભેળસેળ કરવાથી શું પરિણામો આવે છે."

(The Islamic Threat, Sposlito, પા. ૧૯૯)

આમ, ઈસ્લામની સાચી ઓળખની રાહમાં પશ્ચિમની આ જ વિચારધારા અવરોધરૂપ છે કે ધર્મનો માનવીના સામાન્ય જીવન સાથે કોઈ સંબંધ નથી અને આ વિચારધારા તેમની સમસ્ત વિદ્યાઓ, બધી સંસ્થાઓ અને દરેક મામલાઓની નસેનસમાં સમાયેલ છે. તેનાથી એક ઈંચ પણ હટીને તેઓ કોઈ વાતની કલ્પના નથી કરી શકતા. પાછલી ઘણી સદીઓ સુધી તેમણે ધર્મ (ખ્રિસ્તી ધર્મ) ને એવી રીતે પગ તળે કચડી નાખ્યો છે કે તે તેઓને હવે કોઈ પ્રતિષ્ઠિત સ્થાન આપી શકે તેવી કલ્પના નથી કરી શકતા તેમજ જો ભૂતકાળમાં કોઈ તેના ઉત્થાન અંગે વિચારતું હતું તો તેને 'રૂઢિવાદી'નું ગુનાહિત સંબોધન અર્પણ કરતા હતા. હવે તે જ ધિક્કારપાત્ર વસ્ત્ર પશ્ચિમે ઈસ્લામને પહેરાવી દીધું છે, જે અતિરેક અને અંતિમવાદનો પોર્ટફોલીઓ-દફતર છે. પશ્ચિમના મતે દરરોજ પરિવર્તન પામતું જીવન અને દરરોજ જિંદગીના પ્રત્યેક મામલામાં ધર્મ અને નૈતિકતાથી સંબંધવિચ્છેદનો વધતો મનોસ્વભાવ તે પ્રગતિશીલ યુગની ઓળખ છે તેમજ આ ચક્કરને કોઈ શક્તિ ઉલટું ચલાવી શકતી નથી.

સ્પાઝ્ટોના શબ્દોમાં, 'જવલંત ખ્યાલોના યુગ પછી જમાનો (૧૭મી સદી પછીનો યુરોપીયન યુગ) ધર્મને એક વ્યક્તિગત આસ્થા ઠેરવતો રહ્યો છે અને તેને એક જીવન-વ્યવસ્થા નથી માનતો તેમજ આ વલણે ઈસ્લામની પ્રકૃતિ અને સ્વભાવને સમજવાની

પશ્ચિમની શક્તિને ખરાબ રીતે ખતમ કરી નાંખી છે. તેણે બનાવટી અને અસ્વભાવિક રીતે ધર્મને એક ખાનામાં બંધ કરીને તેની પ્રકૃતિમાં અતિરેક, સ્થગિતતા અને અપ્રગતિશીલતાના અંશોને અનિવાર્ય ઠેરવી દીધાં. પરિણામે ધર્મના ઉન્નતિમય અને ગતિશીલ હોવાની કલ્પના સુદ્ધાંથી વંચિત થઈ ગયું છે. આમ, જે ધર્મને રાજકારણથી સંવાદિત કરે છે તે પશ્ચિમની નજરમાં અધોગતિ તરફ જવાવાળો, પાગલપન અને ભયભીત (Fanatacism-ધર્માંધતા, ધર્મઝનૂની) તેમજ દુનિયા માટે મોટો ખતરો બની જાય છે.'

(The Islamic Threat, પા. ૨૦૧)

આ હકીકતો છતાં, પશ્ચિમના લેખકો અને ચિંતકોમાં હવે એ અહેસાસ ઊભરી રહ્યો છે કે તેમણે બધી જ ઈસ્લામી ચળવળો અને મુસ્લિમ જૂથોને રૂઢિવાદી અને સંકુચિત દૃષ્ટિવાળા તેમજ અંતિમવાદી ઠેરવીને ખોટું કર્યું છે. હવે તે બાબતની સમજ આવી રહી છે કે ૨૦મી સદીમાં ઘણાં મુસ્લિમ ચિંતકો અને સુધારકોના સખત પ્રયત્નોથી 'ઈજ્તિહાદ' (જ્યાં કુર્આન અને હદીષનો આદેશ સ્પષ્ટ ન હોય ત્યાં પોતાના અભિપ્રાયથી ઉચિત અને યોગ્ય ઉકેલ કાઢવો), 'ઈજમાઅ' (મુસલમાનોની કોઈ ધાર્મિક સમસ્યાનાં ઉકેલ અને અર્થઘટન ઉપર એકમતી કે બહુમતી) અને 'શૂરાઈય્યત' (વિચાર-વિમર્શ અને ચર્ચા-વિચારણા દ્વારા કોઈપણ મામલાનો યોગ્ય અને ઉચિત ઉકેલની સલાહ આપતી સલાહકાર સમિતિ-State Council, સલાહ આપવા, કાયદા ઘડવા, યોજનાઓ અમલમાં મૂકવા રોજિંદા વ્યવહારની વ્યવસ્થા વગેરે માટેનું નિયુક્ત મંત્રીમંડળ, વિચાર-વિનિમય કે વહીવટ માટેનું કોઈપણ મંડળ, Deliberative on Administrative Body)ના મહત્વનો અહેસાસ વધી રહ્યો છે. બદલાતી પરિસ્થિતિને નજર સમક્ષ રાખીને ચિંતન અને મનન, અર્થઘટન અને સમાનાર્થ તેમજ સમજૂતિ અને અમલીકરણનો વ્યાપ વધી રહ્યો છે. પશ્ચિમની સંસ્કૃતિ અને તેનો લોકતાંત્રિક દૃષ્ટિકોણ, માનવ અધિકારો સંદર્ભે તેના પ્રયાસની તંદુરસ્ત બાજુઓને ઈસ્લામ મુજબ જ અનુભવતાં તેનાથી સહયોગ અને તેની સુધારણાનું વલણ ઘણાં ઈસ્લામી રાષ્ટ્રોમાં અને ચળવળોમાં વૃદ્ધિ પામી રહ્યું છે. આ પરિસ્થિતિમાં યહૂદી પ્રેસ અને ફાસીવાદી પશ્ચિમી જૂથોના મુસલમાનો અને ઈસ્લામને કલંકિત બનાવીને પ્રસ્તુત કરવાના અને તેને આતંકવાદ અને અતિરેકનો જોસતાન સાબિત કરવાના પ્રયાસો હવે પશ્ચિમમાં પણ તિરસ્કારની નજરથી જોવામાં આવે છે.

તેમાં કોઈ શંકા નથી કે ઈસ્લામી જગતમાં એવા જૂથો હંમેશા મોજુદ રહ્યા છે, જેઓ રાજકીય બદલા ખાતર ઈન્કલાબની વાત કરે છે. કેટલાક શક્તિના ઉપયોગ દ્વારા ઈસ્લામી વ્યવસ્થાની સ્થાપનાની વાત કંઈક એવા અંદાજથી કરે છે, જેમ કે માર્કસવાદીઓ અને માઓવાદીઓ બંદૂકની ગોળીથી ઈન્કલાબ લાવવામાં માનવાવાળા લોકો કરતાં રહ્યા

છે. પરંતુ તેમને પ્રજાની સંમતિ અને ઈસ્લામી પુનરૂત્થાનના મિશનમાં સક્રિય જવાબદાર સંસ્થાઓ અને ચળવળોની ક્યારેય હિમાયત મળેલ નથી તેમજ તેઓ એક નહિવત ઓછી સંખ્યામાં છે, જેઓ મિલ્લતના સામાન્ય પ્રજાજનોના મુકાબલામાં કોઈ પ્રભાવ પણ ધરાવતા નથી. અલજિહાદ, હિઝબુલ્લાહ, સિપાહે ખુદા, ઈસ્લામિક લિબરેશન ઓર્ગેનાઈઝેશન અને દોઝખસે નજાત જેવા નામોથી કાર્યરત સંગઠનોને ઈસ્લામ અને મિલ્લતની હિમાયત પ્રાપ્ત નથી અને ન તો તે તેનું સાચું પ્રતિનિધિત્વ કરે છે. તે જો આતંક અને અતિરેકનો માર્ગ અપનાવી રહ્યા છે તો ખરેખર તે પોતાના તત્કાલિન પશ્ચિમી અને સામ્યવાદી સંગઠનોના નકશેકદમ ઉપર ચાલીને તેમનું જ દૃષ્ટાંત પ્રસ્તુત કરી રહ્યા છે. અમેરિકાના તેના કેટલાક સાથીઓ પોતાની કેટલીક હરકતોથી આ પ્રકારની પ્રવૃત્તિઓને ઉત્તેજન આપે છે. એટલા માટે કે ધરતી ઉપર ઉપદ્રવ પેદા કરવો તથા એક કોમ અને એક સભ્યતાને બીજી કોમ અને સભ્યતા સાથે ટકરાવવાનો પસંદગીપાત્ર ખેલ-તમાશો અમેરિકાનું વિદેશખાતું અને નીતિ ઘડતી સંસ્થાઓનો સ્પષ્ટ ઉદ્દેશ્ય લાગે છે. આમ, જો ઈસ્લામી રાષ્ટ્રોમાં પ્રમાણિકતાથી ઈસ્લામના કોઈ સિદ્ધાંત કે કોઈ સાંસ્કૃતિક મૂલ્યને મજબૂતાઈ બક્ષવા કોઈ પગલાં લેવામાં આવે છે તો સૌથી પહેલાં અમેરિકા તેના વિરોધમાં છાતી કાઢીને ઊભું થઈ જાય છે, જાણે દુનિયામાં તે હવાલદારનું પાત્ર ભજવવા માગતું હોય છે અને તે પણ પશ્ચિમની સડીને ખરાબ થઈ ગયેલ અને પતનના કિનારે ઊભેલ સભ્યતાની રક્ષા માટે !!

આમ ઈસ્લામી આતંકવાદ એક ભ્રમિત કરનારો ખ્યાલ છે તેવો વિશ્વસ્તરે અહેસાસ જોવા મળે છે તેમજ આ મામલામાં પશ્ચિમના રાજકારણીઓ અને યહૂદી બળોના પરદાના પાછળના પ્રયાસો તથા ઉદ્દંડતા-ઉદ્ધતાઈની અસર હવે ઓછી થઈ રહી છે.

# જિહાદ અને આતંકવાદમાં ભેદ

જિહાદ અને આતંકવાદ વાસ્તવમાં બે વિરોધી બાબત છે. તેમાં જમીન-આસમાનનો ફરક છે. એક માનવપ્રાણની પ્રતિષ્ઠા અને આબરૂ, શાંતિ અને સલામતિની સ્થાપના, જુલ્મની નાબૂદી અને સત્યની સુરક્ષા તથા હિમાયત માટે અસ્તિત્વમાં આવે છે, જ્યારે બીજું ઉપદ્રવ અને બગાડ, નફરત અને વૈમનસ્ય, દુરાચાર, અંધાધૂંધી અને અરાજકતા તેમજ નિર્દોષો અને બેગુનાહ માનવીઓના કતલનું એક ગુનાહિત અને પાગલપનનું ઝનૂની કાર્ય છે. પરંતુ પશ્ચિમ અને પૂર્વના ઘણાં અવિવેકી બલ્કે દ્વેષી અને કિન્નાખોર લેખકો બંનેને સમાનાર્થી અને પર્યાય ઠેરવીને ઇસ્લામ અને મુસલમાનોની ઓળખ બગાડવાનો પ્રયાસ કરે છે. આતંકવાદનું વિવરણ અગાઉ થઈ ગયું છે અને તેનો ટૂંકો ઈતિહાસ પણ સામે આવી ચૂક્યો છે. હવે જરૂર છે ઇસ્લામના મૂળ અને પ્રમાણિત તેમજ વિશ્વાસપાત્ર સ્ત્રોતના હવાલાથી જિહાદની સમજૂતિ કરવામાં આવે તથા તેની સીમાઓ અને મર્યાદાઓની ટૂંકમાં સમીક્ષા કરી લેવામાં આવે.

જિહાદ વાસ્તવમાં ઇસ્લામના તે મૂળભૂત સ્થાન અને ઓળખની પરિપૂર્ણતાનું માધ્યમ છે, જેના હેઠળ સમસ્ત માનવતાની સુરક્ષા અને ઈન્સાની જાંનની માન-મર્યાદા અને આબરૂને કાયમ કરવાની વૈશ્વિક જવાબદારી ઇસ્લામ કબૂલ કરે છે. મૌલાના સૈયદ અબુલઆલા મૌદુદી રહ.ના શબ્દોમાં :

"માનવ સભ્યતાની બુનિયાદ જે કાનૂન ઉપર કાયમ છે, તેની સર્વ પ્રથમ કલમ એ છે કે માનવીના પ્રાણ અને તેનું લોહી માનવંત અને પ્રતિષ્ઠિત છે. માનવીના સાંસ્કૃતિક-સામાજિક અધિકારોમાં સૌપ્રથમ જીવતા રહેવાનો અધિકાર છે અને તેની સાંસ્કૃતિક ફરજોમાં સૌપ્રથમ ફરજ જીવંત રહેવાની છે. વિશ્વની જેટલી શરીઅતો (ધાર્મિક કાયદાશાસ્ત્ર) અને સુસંસ્કૃત કાયદા-કાનૂનો છે તે બધામાં જાનની પ્રતિષ્ઠાનો આ નૈતિક સિદ્ધાંત જરૂર મોજુદ છે. જે કાનૂન અને ધર્મમાં તેનો સ્વીકાર કરવામાં ન આવ્યો હોય તે ન તો સુસભ્ય માનવીઓનો ધર્મ અને કાનૂન બની શકે છે, ના તેના હેઠળ રહીને કોઈ માનવ સમૂદાય શાંતિપૂર્ણ જીવન વિતાવી શકે છે."

(અલજિહાદ ફિલ ઇસ્લામ, મર્કઝી મકતબા ઇસ્લામી, નવી દિલ્હી, પા. ૨૨)

વધુ ત્રાસદાયક બાબત એ છે કે ઇસ્લામ - જેણે ઉપરોક્ત સાંસ્કૃતિક અને સામાજિક તકાદાને સૌથી પ્રથમ પ્રાધાન્યતા આપી છે - તેના વિશે યુરોપે એ આક્ષેપ કર્યો છે કે ઇસ્લામ

એક ખૂંખાર ધર્મ છે અને પોતાના અનુયાયીઓને રક્તપાતનું શિક્ષણ આપે છે. મૌલાના મૌદુદીના શબ્દોમાં :

"આ આરોપની ઉત્પત્તિ ઈસ્લામનો સૂર્ય આથમ્યો તેના ઘણા સમય પછી થઈ. આ કાલ્પનિક પૂતળામાં તે વખતે રૂહ ફૂંકવામાં આવી જ્યારે ઇસ્લામની તલવારને કાટ લાગી ગયો હતો. પરંતુ ખુદ આ આરોપના પ્રણેતા-યુરોપની તલવાર નિર્દોષોના લોહીથી રંગીન થઈ રહી હતી અને તેણે દુનિયાની કમજોર કોમોને એવી રીતે ગળવાનું શરૂ કર્યું હતું, જાણે કોઈ અજગર નાના જાનવરોને ગળે છે અને ડંખે છે."

(અલજિહાદ ફિલ ઈસ્લામ, પા. ૧૫)

હકીકત એ છે કે ઈસ્લામે માનવતાને જુલ્મથી મુક્તિ અપાવવા માટે તલવાર ઉઠાવવાની આજ્ઞા આપી છે.

કુર્આને હકીમ - જે ઈસ્લામની સંગેબુનિયાદ અને પ્રાણવાયુ છે - તેમાં ઘણી વાર ઈન્સાની જાનની પ્રતિષ્ઠા અને સુરક્ષાનો આદેશ આપવામાં આવ્યો છે. જેમ કે :

"જેણે કોઈ વ્યક્તિના ખૂનના બદલે કે ધરતી ઉપર બગાડ ફેલાવવા સિવાય કોઈ અન્ય કારણસર હત્યા કરી તેણે જાણે કે સમગ્ર માનવજાતની હત્યા કરી અને જેણે કોઈને જીવન બક્ષ્યું તેણે જાણે કે સમગ્ર માનવજાતને જીવન બક્ષી દીધું."

(કુર્આન, સૂરઃ માઈદહ, ૩૨)

"....આવો હું તમને સંભળાવું, તમામ રબે તમારી ઉપર કયા પ્રતિબંધ મૂક્યા છે. તેની સાથે કોઈને ભાગીદાર ન બનાવો, અને માતા-પિતા સાથે નેક વર્તાવ કરો, અને પોતાના બાળકોને ગરીબીના ડરથી કતલ ન કરો. અમે તમને પણ રોજી આપીએ છીએ અને તેમને પણ આપીશું, અને નિર્લજ્જતાની વાતોની નજીક પણ ન ફરકશો, ચાહે તે ખૂલ્લી હોય કે છૂપી, અને કોઈ જીવને જેણે અલ્લાહે હરામ ઠેરવેલ છે, મારો નહીં, પરંતુ હક્કની સાથે. આ વાતો છે જેમની શીખ તેણે તમને આપી છે, કદાચ તમે બુદ્ધિપૂર્વક વર્તો !" (કુર્આન, સૂરઃ અન્આમ, ૧૫૧)

ઈસ્લામના આ જ શિક્ષણની અસર હતી અને તેની બુનિયાદ ઉપર કાયમ થયેલ સમાજની ફળશ્રુતિ હતી કે એક ટૂંકી મુદ્દતમાં આરબ જેવી ખૂંખાર કોમ સંસ્કૃતિ અને સભ્યતા તથા સજ્જનતાંના બીબામાં ઢળી ગઈ તેમજ માનવજીવની પ્રતિષ્ઠા અને આબરૂ તેમજ શાંતિ અને સલામતિની ધ્વજવાહક બનીને વિશ્વના ખૂણેખૂણામાં ફેલાઈ ગઈ. આમ, મૌલાના મૌદુદીના શબ્દોમાં :

"ઈસ્લામી શિક્ષણે માનવીનાં ઘણાં દુષ્કૃત્યો અને પથભ્રષ્ટતાની જેમ માનવીના પ્રાણ અંગેની આ નાકદરીને પણ નિર્મૂળ કરી નાંખી, જે દુનિયામાં ફેલાઈ ગઈ હતી. ઈસ્લામે અવાજ બુલંદ કર્યો કે માનવીના જીવને અલ્લાહે હરામ ઠેરવેલ છે, તેની હત્યા ન કરો પરંતુ ત્યાં સુધી જ્યારે હક તેનો તકાદો કરે. આ પોકારમાં એક શક્તિ હતી અને શક્તિની સાથે તે 'અહિંસા પરમોધર્મ' ની પોકારની જેમ બુદ્ધિ અને પ્રકૃતિની સુસંગતતાથી વંચિત ન હતી. પરિણામે તે વિશ્વના ખૂણે-ખૂણામાં પહોંચી અને તેણે માનવીને પોતાના પ્રાણના સાચા મૂલ્યથી પરિચિત કરાવ્યો. સામૂહિક ઈતિહાસનો કોઈ ન્યાયપ્રિય વિદ્વાન તેનાથી ઈન્કાર કરી શકતો નથી કે દુનિયાના કાનૂનોમાં માનવીના પ્રાણની પ્રતિષ્ઠા કાયમ કરવાનું ગૌરવ જેટલું આ અવાજને પ્રાપ્ત છે તેટલું પહાડો-ગુફાઓમાંથી અપાતાં ધાર્મિક બોધ અને ઉપદેશ કે અહિંસાના પરમો ધર્મના અવાજને પ્રાપ્ત નથી."

(અલ જિહાદ ફિલ ઈસ્લામ, પા. ૨૯)

ઈસ્લામ જ્યાં માનવીના જીવની સુરક્ષા અને પ્રતિષ્ઠાનો નિરીક્ષક છે ત્યાં અમલનો ઉપયુક્ત બદલો અને ગુનાની સજાનો પણ જબરદસ્ત હિમાયતી છે. તેથી ગુન્હેગારને તેના કૃત્યની સજા આપવી તેણે એક ન્યાયપ્રિય માનવસમાજની જવાબદારી ઠેરવી છે તેમજ કોઈપણ વ્યક્તિને તેની ખૂલ્લી છૂટ આપતો નથી કે તે જેટલી ચાહે અશાંતિ ફેલાવે અને જેટલો ચાહે જુલ્મ અને અત્યાચાર કરે તેમ છતાં તેની જાન પ્રતિષ્ઠિત રહેશે. તેથી તેણે એવો કાનૂન બનાવ્યો છે જે અન્વયે દરેક વ્યક્તિ પોતાની સીમાઓમાં સ્વતંત્ર છે અને કોઈપણ વ્યક્તિ આ નિશ્ચિત સીમાનું ઉલ્લંઘન કરીને બીજાઓની ભૌતિક કે આધ્યાત્મિક શાંતિમાં ખલેલ ઉભી ન કરે. ફળસ્વરૂપ, ઈસ્લામે ઉપદ્રવને હત્યાથી વધુ સંગીન ગુનો ઠેરવ્યો છે. ઈસ્લામના પયગમ્બરના આ સર્વગ્રાહી કથનનો દુનિયાના મોટાં-મોટાં શાસકોના કથનોનો કોઈ વિકલ્પ નથી. આપ સલ્લ. એ ફરમાવ્યું : 'જાલિમ અને મઝલુમની મદદ કરો' અને પછી આપ સલ્લ.એ તેની સમજૂતિ પણ આપી કે જાલિમની મદદ એ છે કે તમે તેનો હાથ પકડી લો અને જુલ્મથી તેને અટકાવો.

મૌલાના મૌદુદીના શબ્દોમાં : "જાલિમના અત્યાચારને રોકવામાં તેની સાથે જે સખ્તાઈ પણ કરવામાં આવે તે વાસ્તવમાં સખ્તાઈ નથી પરંતુ તે નરમી છે અને અત્યાચારીની પોતાની પણ તે મદદ છે કે તે નર્કના અત્યંત કઠિન અઝાબથી બચી શકે. અલ્લાહે નિશ્ચિત કરેલ સીમાઓ અને મર્યાદાઓને કાયમ રાખવી તે સાર્વત્રિક દયા અને કૃપાની ફળશ્રુતિ ગણાય છે. હુઝુર અકરમ સલ્લ.નો ઈર્શાદ છે કે અલ્લાહની હદોમાંથી એક હદ કાયમ કરવાની બરકત ચાર દિવસની વર્ષાથી વધુ છે." આ દુનિયાનો અનોખો દીન (ધર્મ) છે કે ઈન્સાની જાનની માન-મર્યાદા અને પ્રતિષ્ઠામાં જેટલી હદે સખત છે તેનાથી વધુ સખત એક

અત્યાચારીને તેના અત્યાચારની સજા આપવામાં છે. ઈસ્લામની નજીક, મૌલાના મૌદુદીના શબ્દોમાં : "એક બાબત માનવીની જાન કરતાં પણ વધુ કિમતી છે અને તે સત્ય છે. તે જ્યારે તેના લોહીનો તકાદો કરે તો તે વહાવવું માત્ર વૈધ જ નહિં, બલ્કે ફરજીયાત છે અને તે ન વહાવવું પ્રથમ દરજ્જાનો ગુનો છે. માનવી જ્યાં સુધી સત્યની આબરૂ અને પ્રતિષ્ઠા જાળવે છે ત્યાં સુધી તેનું લોહી પ્રતિષ્ઠિત અને માનવંત છે. પરંતુ તે બગાવત કરે - વિદ્રોહ કરે - ઈરાદાપૂર્વક આજ્ઞાભંગ કરીને સત્ય સાથે નાઈન્સાફી અને અત્યાચાર કરે તો પોતાના લોહીનું મૂલ્ય ખોઈ બેસે છે. ત્યાર પછી તેના લોહીની કિંમત એટલી પણ નથી રહેતી જેટલી પાણીની છે." (અલજિહાદ ફિલ ઈસ્લામ, પા. ૩૨)

ઈસ્લામમાં જિહાદ (સત્ય કાજે સતત સંઘર્ષ) અને કિતાલ (યુદ્ધ) અલ્લાહની ધરતી ઉપર ઉપદ્રવ અને બગાડને નિર્મૂળ કરવાનું અને શાંતિની સ્થાપનાનું એક માધ્યમ છે. વિશેષ કરીને જ્યારે લોકોના બદલે સમૂદાયો અને કોમો લોભ અને લાલચના કારણે આંધળા થઈ સીમાઓનું ઉલ્લંઘન કરી લે તો પછી તેમના દુરાચાર અને ઉપદ્રવી પ્રવૃત્તિઓને રોકવા માટે અનિવાર્ય બની જાય છે. એક ચિંતકના શબ્દોમાં; "સમૂદાયિક ઉપદ્રવ એ અસીમિત મુસીબત હોય છે, જેનાથી અનેક લોકોની જિંદગી મુશ્કેલ બની જાય છે અને આખે-આખી કોમો માટે જીવન તંગ બની જાય છે. સભ્યતા અને સંસ્કૃતિની સમગ્ર વ્યવસ્થામાં એક ઉથલપાથલ ઊભી થઈ જાય છે અને તેની નાબુદી લોહી વહાવ્યા વગર શક્ય નથી, જેને કુર્આનમજીદમાં 'ઈત્તહાન ફિલ અર્દ' (ધરતી ઉપર સૌથી મોટો ઉપદ્રવ)ના અર્થસભર શબ્દોમાં વિવરણ કરેલ છે."

માનવ ઈતિહાસમાં એવા અનેક પ્રસંગો આવતા રહે છે, જ્યારે યુદ્ધ અનિવાર્ય જ નહિં બલ્કે ફરજીયાત થઈ જાય છે તેમજ ઉપદ્રવ અને બૂરાઈને નાબૂદ કરવા માટે સત્ય પક્ષવાળાઓએ મેદાનમાં ઉતરવું પડે છે. કુર્આન હકીમમાં અલ્લાહનો ઈર્શાદ છે :

"જો અલ્લાહ લોકોને એકબીજા દ્વારા હટાવતો ન રહે તો મઠો, ચર્ચ અને યહૂદીઓના દેવળ અને મસ્જિદો, જેમાં અલ્લાહનું નામ પુષ્કળ પ્રમાણમાં લેવામાં આવે છે, બધા જ તોડી પાડવામાં આવે." (કુર્આન, સૂરઃ હજ્જ, આ. ૪૦)

"જ્યારે પણ તેઓ લડાઈની આગ ભડકાવે છે, અલ્લાહ તેને ઠંડી કરી દે છે. આ લોકો ધરતીમાં બગાડ ફેલાવવાના પ્રયત્ન કરી રહ્યા છે પરંતુ અલ્લાહ બગાડ ફેલાવનારાઓને કદાપિ પસંદ કરતો નથી." (કુર્આન, સૂરઃ માઈદહ, આ. ૬૪)

આમ, અલ્લાહની મરજીના આ ફેંસલાને લાગુ કરવા માટે સત્યપ્રિય લોકોએ 'જિહાદ ફિ સબિલિલ્લાહ' (અલ્લાહ માટે જિહાદ) માટે જાનની બાજી લગાવવા મેદાનમાં આવવું પડે છે જેથી બગાડ, અશાંતિ, લોભ અને લાલચ, દ્વેષ અને વૈમનસ્ય તથા પૂર્વગ્રહ,

અનુચિત પક્ષપાત અને સંકુચિતતાની આગને બુઝાવી શકાય. કુર્આનમજીદની વિભિન્ન આયતો જિહાદને દુન્યવી સ્વાર્થો માટે લડાઈ અને રક્તપાતથી અલગ એક એવું યુદ્ધ ઠેરવે છે જે માત્ર અલ્લાહ કાજે થાય છે અને જેનું નિશાન ફક્ત જાલિમો અને વિદ્રોહીઓ હોય છે. જિહાદ ફિ સબીલિલ્લાહ વિશે કુર્આનમાં અલ્લાહ ભારપૂર્વક ઈર્શાદ ફરમાવે છે :

"હે ઈમાનવાળાઓ, હું બતાવું તમને એ વેપાર જે તમને દુઃખદાયક યાતનાથી બચાવી લે ? ઈમાન લાવો અલ્લાહ અને તેના રસૂલ ઉપર, અને સંઘર્ષ કરો અલ્લાહના માર્ગમાં પોતાના માલ વડે અને પોતાના પ્રાણ વડે. આ જ તમારા માટે વધુ સારૂં છે જો તમે જાણો." (કુર્આન, સૂરઃ સફ્ફ, આ. ૧૦-૧૧)

જિહાદની શ્રેષ્ઠતાઓ અને ખૂબીઓની એ બાજુ પણ એક ચિંતકના કથન મુજબ મહત્વની છે કે તે ગીતા અનુસાર દુનિયાનું રાજ્ય ભોગવવા માટે કરવામાં આવતું નથી, બલ્કે કુર્આનમાં જ્યાં પણ તેનો ઉલ્લેખ છે તો તેના પરિણામ સ્વરૂપે અલ્લાહની પ્રસન્નતા અને તેના ત્યાં ઉચ્ચ દરજ્જાઓ તથા દુઃખદાયક યાતનાથી મુક્તિની ખુશ ખબર આપવામાં આવી છે. આમ, તેને ઇસ્લામમાં માનવીના તમામ કાર્યોમાં અલ્લાહ ઉપર ઈમાન (આસ્થા) પછી સૌથી ઊંચો દરજ્જો આપવામાં આવ્યો છે.

મૌલાના મૌદુદીના કહે છે :

"માનવીની તે પ્રકૃતિ અને મનોબળ કે તે બૂરાઈને કોઈ પણ સંજોગોમાં સહન નહીં કરે અને તેને દૂર કરવા માટે દરેક પ્રકારનું બલિદાન આપવા તૈયાર થઈ જાય તે બાબત માણસની માણસાઈ અને સજ્જનતાની સૌથી શ્રેષ્ઠ અસ્મિતા છે. જે વ્યક્તિ બીજાઓ માટે બૂરાઈને સહન કરે છે તેની નૈતિક કમજોરી છેવટે તેને તેના ઉપર પણ તૈયાર કરી દે છે કે તે પોતાના માટે બૂરાઈને સહન કરવા લાગે તેમજ જ્યારે તેનામાં સહન કરવાનો આ ગુણ (દુર્ગુણ) પેદા થઈ જાય છે તો પછી તેના ઉપર અપમાનનો તે દરજ્જો આવે છે જેણે ખુદાએ પોતાના ક્રોધ અને કોપથી સરખાવ્યો છે. 'છેવટે સ્થિતિ અહીં સુધી પહોંચી કે નામોશી અને કંગાલિયત તેમની ઉપર છવાઈ ગયાં અને તેઓ અલ્લાહના પ્રકોપમાં ઘેરાઈ ગયાં."

(કુર્આન, સૂરઃ બકરહ, ૬૧) (અલ જિહાદ ફિલ ઇસ્લામ, પા. ૪૬)

ટૂંકમાં, જિહાદનો ઉદ્દેશ્ય અપમાનિત અને દારૂણ તથા વ્યાધિગ્રસ્ત જીવન વિતાવવાના બદલે ગૌરવવંતુ અને સ્વમાનભર્યું તેમજ પ્રતિષ્ઠિત જીવન વિતાવવા માટે સાધનો અને સંજોગો પેદા કરવાનો છે. બુઝદીલી અને ભયની જિંદગી વિતાવવા જે કોમો અને લોકો તૈયાર થઈ જાય છે, અલ્લાહના ગ્રંથ પ્રમાણે તેના ફરિશ્તાઓ મૃત્યુ વખતે તેને

પૂછે છે :

"જે લોકો પોતાની ઉપર જુલ્મ કરી રહ્યા હતા તેમની આત્માઓ જ્યારે ફરિશ્તાઓએ કાઢી તો તેમને પૂછ્યું કે, 'આ તમે કેવી હાલતમાં હતા ?' તેમણે જવાબ આપ્યો કે, 'અમે ધરતી ઉપર નિર્બળ અને વિવશ હતા.' ફરિશ્તાઓએ કહ્યું, 'શું ખુદાની ધરતી વિશાળ ન હતી કે તમે તેમાં હિજરત કરતા ?' આ એ લોકો છે જેમનું ઠેકાણું જહન્નમ છે અને એ ઘણું જ ખરાબ ઠેકાણું છે." (કુર્આન, સૂરઃ નિસા, આ. ૯૭)

આમ, કમજોર અને અપમાનિત જીવન ઉપર રાજી થઈ જનારાઓને પોતાના ઉપર જુલ્મ કરનાર ઠેરવવામાં આવી રહ્યા છે અને તેનું કારણ બતાવવાવાળાઓથી પ્રશ્ન કરવામાં આવી રહ્યો છે કે પછી એવી ધરતીને ઠોકર મારીને બીજા સ્થળે કેમ ન ગયા. શરીરની સલામતિ અને તનને આરામ તથા સુખચેનને આત્મસન્માન તથા ઈજ્જત ઉપર પ્રાધાન્યતા આપવાવાળાઓની સજા પણ ભયાનક છે કે તેમનું ઠેકાણું જહન્નમ (નર્ક) છે.

આમ, જિહાદનો ઇસ્લામમાં અર્થ એ છે કે "જે કોઈ તમારા માનવીય હક્કો છિનવી લેવાનો પ્રયત્ન કરે, તમારા ઉપર જુલ્મ અને અત્યાચાર કરે, તમારી કાયદેસર મિલ્કતોથી તમને બેદખલ કરે, તમારાથી ઈમાન અને અંતરાત્માની આઝાદી છિનવી લે, તમને તમારા દીન અનુસાર જીવન વિતાવવાથી રોકે, તમારી સામૂહિક-સામાજિક વ્યવસ્થાને છિન્નભિન્ન કરવા માંગે અને તે જ કારણે તમે હેરાન-પરેશાન હોવ તો તમે જો ઇસ્લામના અનુયાયી હોવ તો તેના મુકાબલામાં કદાપિ નિર્બળતા અને કમજોરી ન બતાવો તેમજ પોતાની પૂરી શક્તિ તેના જુલ્મ અને અત્યાચારની નાબૂદી માટે લગાવી દો."

(અલ જિહાદ ફિલ ઇસ્લામ, પા. ૫૬)

જિહાદને જ્યાં અલ્લાહે મુસલમાનોના સામૂદાયિક અને દીની (ધાર્મિક) અસ્તિત્વની રક્ષા અને ઉપદ્રવના વર્ચસ્વથી બચવા માટે અનિવાર્ય ફરજ ઠેરવેલ છે, ત્યાં તેના સંદર્ભમાં કડક બંધનો અને સખત જવાબદારીઓ પણ મુકેલ છે. જેથી પ્રત્યેક વ્યક્તિગત, ઘરેલુ અને સામાજિક અથડામણો અને ઝઘડાઓને લોકો જિહાદનું નામ ન આપી દે. જો કે તે જુલ્મ અને જંગાલિયતનો જવાબ છે પરંતુ જિહાદ કરવાવાળાઓને જુલ્મ અને જંગાલિયતથી સખ્તાઈથી રોકવામાં આવ્યા છે.

"...અને તમે અલ્લાહના માર્ગમાં એ લોકો સાથે લડો જેઓ તમારી સાથે લડે છે, પરંતુ અતિરેક ન કરો. કારણ કે અલ્લાહ અતિરેક કરનારાઓને પસંદ કરતો નથી."

(કુર્આન, સૂરઃ બકરહ, ૧૯૦)

જિહાદને સત્યમાર્ગની સુરક્ષા માટે અનિવાર્ય ઠેરવવામાં આવ્યું. એટલે કે માનવીના પાયાના અધિકારોને બરબાદ કરનારાઓ અને તેમની કુદરતી આઝાદીને વિચલિત કરીને

ખલેલ પહોંચાડનારાઓ વિરૂદ્ધ પણ તે ફરજીયાત થઈ જાય છે. મતલબ એ છે કે સત્ય સુધી પહોંચવાના માર્ગોમાં રૂકાવટો અને અવરોધો ઊભા કરનાઓને કચડી નાંખવા એ પણ જિહાદ છે. મૌલાના મૌદૂદી રહ.ના શબ્દોમાં :

"કોઈ માર્ગથી રોકવાના ત્રણ સ્વરૂપો હોઈ શકે છે. પ્રથમ એ કે જે લોકો બીજા માર્ગે ચાલી રહ્યા છે તેઓને આ માર્ગ ઉપર આવતા રોકી લેવામાં આવે, બીજું એ કે જે લોકો આ માર્ગ ઉપર ચાલી રહ્યા હોય તેઓને બળપૂર્વક તેના પરથી હટાવી દેવામાં આવે, ત્રીજું એ કે તેના ઉપર ચાલવાવાળાઓના રસ્તામાં કાંટા પાથરી દેવામાંઆવે, તેમને ભયભીત કરવાનો પ્રયાસ કરવામાં આવે અને તેમને એટલી હદ સુધી ધમકાવવામાં આવે કે તેઓ ચાલવાનું જ છોડી છે. જે જૂથ આ રીતે સત્યરાહ અને સલામતિના માર્ગથી રોકવાની કોશિશ કરે તેને રસ્તામાંથી હટાવી દેવું અને તેનું જોર તોડી નાંખવું મુસલમાનોનો નૈતિક અધિકાર પણ છે અને દીની ફરજ પણ." (અલ જિહાદ ફિલ ઈસ્લામ, પા. ૬૬)

જિહાદ એ સ્થિતિમાં ફરજીયાત બને છે જ્યારે કેટલાક લોકો સમાજની શાંતિ અને સલામતિમાં ખલેલ પહોંચાડી રહ્યા હોય કે હિંસાચાર દ્વારા ન્યાય અને સમાનતા તેમજ ઈન્સાફના પાયા પર સ્થપાયેલ શાસનને ઉથલાવવા માંગતા હોય તથા દારૂલ ઈસ્લામ (ઈસ્લામી રાજ્ય)માં બગાડ ફેલાવતા હોય, છાપામારી કે લૂંટમાર કરતા હોય. કુર્આન હકીમમાં ફરમાન છે :

"જે લોકો અલ્લાહ અને તેના રસૂલ સાથે લડાઈ કરે છે અને ધરતી ઉપર બગાડ પેદા કરવા માટે પ્રયત્નશીલ રહે છે તેમની સજા એ છે કે તેમને કતલ કરવામાં આવે, અથવા શૂળીએ ચઢાવવામાં આવે, અથવા તેમના હાથ અને પગ સામસામી બાજુએથી કાપી નાંખવામાં આવે, અથવા તેમને દેશનિકાલ કરવામાં આવે."

(સૂરઃ માઈદહ, આ. ૩૩)

જિહાદનું એક સ્વરૂપ એ પણ છે કે ઈમાનવાળાઓનું કોઈ જૂથ પોતાની કમજોરી અને વિવશતાના કારણે દુશ્મનોના હાથોમાં સપડાઈ જાય અને તેમનામાં એટલી શક્તિ ન હોય કે પોતાને છોડાવી શકે તો આવી સ્થિતિમાં એ ફરજ બની જાય છે કે જેઓ આઝાદ અને યુદ્ધની શક્તિ ધરાવતા હોય તેઓ પોતાના મઝલુમ ભાઈઓને આ જુલ્મથી મુક્ત કરાવવા માટે યુદ્ધ કરે. કુર્આનમાં ફરમાન છે :

"છેવટે શું કારણ છે કે તમે અલ્લાહના માર્ગમાં એ વિવશ પુરુષો, સ્ત્રીઓ અને બાળકો માટે ન લડો જેમની ઉપર તેમની નબળાઈને કારણે જુલ્મ ગુજારવામાં આવ્યા છે અને જેઓ ફરિયાદ કરી રહ્યા છે કે, 'હે ખુદા, અમને આ વસ્તીમાંથી બહાર કાઢ જેના

રહીશો જુલ્મી છે, અને પોતાના તરફથી અમારો કોઈ હિમાયતી અને મદદકર્તા પેદા કરી દે." (કુર્આન, સૂરઃ નિસા, ૭૫)

ઈસ્લામી વિચારધારામાં 'અમ્ર બિલ માઅરૂફ' (ભલાઈની આજ્ઞા આપો) ની સાથે 'નહિ અનિલ મુન્કર' (બૂરાઈને રોકો) ને જે મહત્તા પ્રાપ્ત છે તે કુર્આનની આયત અને હદીષોથી સ્પષ્ટ થાય છે. સર્વવિદિત છે કે બૂરાઈને રોકવામાં અતિરેક અને સખ્તાઈનો એક તબક્કો પણ આવે છે. પરંતુ જેમ કે અગાઉ ઉલ્લેખ કર્યો છે તેમ વ્યક્તિગત રીતે આ પ્રકારના અતિરેક અને સખ્તાઈની પરવાનગી નથી. બલ્કે તે સામૂહિક રીતે શૂરા (State Council) કે રાષ્ટ્રનો વડો કે આજ્ઞા આપવાનો અધિકાર જેઓને હોય તેઓની જવાબદારી છે. પરંતુ બૂરાઈથી નફરત અને દુરાચારીઓથી સંબંધ-વિચ્છેદ તો દરેક વ્યક્તિની જવાબદારી છે. ઘણી હકીકતોમાં હૂઝૂર અકરમ સલ્લ.એ બની ઈસરાઈલ (ખ્રિસ્તીઓ, યહૂદીઓ અને પયગમ્બર યાકુબ અલૈ.ની તમામ સંતાનો)ની બૂરાઈથી સમાધાનના વલણની નિંદા કરી છે.

અલ્લાહના પયગમ્બર સલ્લ.એ ફરમાવ્યું :

"બની ઈસરાઈલમાં સૌપ્રથમ ત્રુટી જે પેદા થઈ તે એ હતી કે તેમના દિલોમાંથી બૂરાઈથી નફરત દૂર થઈ ગઈ હતી અને જૂઠી સહિષ્ણુતા પેદા થઈ ગઈ હતી, જે બૂરાઈને બરદાશ્ત કરતાં-કરતાં પોતે જ બૂરાઈમાં સપડાઈ જવા માટે માણસને તૈયાર કરી દે છે. એટલે કે તેઓમાંની એક વ્યક્તિ બીજાથી મળતી તો કહેતી કે હે માનવી અલ્લાહથી ડર અને આ કાર્ય છોડી દે. પરંતુ બીજા દિવસે તે તેનાથી મળતો તો તેની સાથે એક જ પ્યાલામાં પીવાવાળો, સાથે ખાવાવાળો અને સાથે બેસનારો બની જવાથી તેને કોઈ ચીજ રોકી શકતી નહીં. છેવટે તેમના ઉપર એકબીજાની બૂરાઈ અસર કરી ગઈ અને તેમની અંતરાત્મા મૃતઃપાય થઈ ગઈ." (હવાલો : ઈમામ અહમદ, તિરમીઝી, અબુ દાઉદ, ઈબ્ને માજા, અલ જિહાદ ફિલ ઈસ્લામ, પા. ૯૮)

બૂરાઈ જ્યારે ઉપદ્રવ અને સાર્વત્રિક બગાડનું સ્વરૂપ અખત્યાર કરે તો તેના વિરૂદ્ધ જિહાદ ઈસ્લામી સમાજ માટે ફરજીયાત બની જાય છે. ફિત્ના (ઉપદ્રવ)ની સમજૂતિ આલિમો (ઈસ્લામી વિદ્વાનો)એ વિસ્તારપૂર્વક કરી છે. તેમાં કમજોરો ઉપર જુલ્મ, તેમના કાયદેસર હક્કો વિચલિત કરવા, બળજબરી અને આપખુદશાહી, લોકોને બળપૂર્વક સત્યમાર્ગ ઉપર ચાલવાથી રોકવા અને બૂરાઈમાં સંડોવવા તેમજ બૂરાઈ માટે જૂથબંધી કરવી વગેરે સામેલ છે. ફસાદ (સાર્વત્રિક બગાડ)માં લોકો દરમિયાન વંશીય ભેદભાવ કાયમ કરવો, ભાગલા પાડીને શાસન ચલાવવું અને કમજોરોને નાહક કતલ કરવા, ન્યાય અને સમાનતા તથા ઈન્સાફથી લોકોને વંચિત કરી દેવા, દુરાચાર અને વ્યભિચારને ફેલાવવા તથા તે સંબંધો અને મેળમેળાપને ખરાબ કરવા જે માનવ સભ્યતાનો પાયો છે, વગેરેનો સમાવેશ

થાય છે. આમ, સુનિયોજીત સંઘર્ષ (જિહાદ) દ્વારા આવી અત્યાચારી અને વિદ્રોહી હકુમતોને ખતમ કરવી ઈમાનવાળાની જવાબદારી છે.

પશ્ચિમી કોમોએ સામ્રાજ્યવાદના નશામાં ચકચૂર થઈ ઓગણીસમી અને વીસમી સદીમાં દુનિયાની અનેક કોમો અને રાષ્ટ્રોને વિનાશ અને બરવાદીનું નિશાન બનાવ્યા. ભારતનો ઈતિહાસ તેમના જુલ્મ અને અત્યાચાર તથા ધૂર્તતા અને છળકપટથી - જેમાં 'ભાગલા પડાવીને રાજ કરવા'ની કળા અગ્રતા ક્રમે છે - રંગીન છે. આ દેશોએ માત્ર આર્થિક શોષણ માટે નહિં, બલ્કે સાંસ્કૃતિક શોષણ માટે હિંસાચાર અને અત્યાચારના તે નમૂનાઓ રજુ કર્યા જે ચંગેઝ અને હલાકુએ પણ રજુ કર્યા નહીં હોય. આજે તે જ ઈતિહાસ દુનિયાની સૌથી મોટું Super Power અને સૌથી શક્તિશાળી લોકતાંત્રિક દેશ વૈશ્વિક સભ્યતા અને માનવ અધિકારોની રક્ષાના નામે દોહરાવવા માંગે છે. તે માટે તેને દુનિયાની કેટલીક કોમોને બલિનો બકરો બનાવવી છે અને આ મામલામાં સૌથી વધુ સરળ નિશાન (Soft Target) ઇસ્લામ અને મુસલમાનો દેખાઈ રહ્યા છે અને જુલ્મના વિરૂદ્ધ યુદ્ધ કરવાની એક લાંબી જવલંત પરંપરા આ ઉમ્મતમાં મોજુદ હોવાને કારણે પશ્ચિમ તેનાથી ગભરાઈ પણ રહ્યું છે. પરિણામે હાલ મધ્ય એશિયાના કેટલાક દેશો તેને ચીનથી પણ વધુ ખતરનાક લાગી રહ્યા છે. તેથી જિહાદ અને આતંકવાદને સમાનાર્થી ઠેરવવા માટે નિરંતર 'હંગમ સદાયે ઔર બેદલીલ આવાઝેં' (ઊંચો અવાજ પણ દલીલ વગરની વાતો) બુલંદ કરવામાં આવી રહી છે. જો કે તેનો હકીકતથી કોઈ સંબંધ નથી.

# ઈસ્લામ આતંકવાદ નહિં, પૂણ્ય અને શુદ્ધ ક્રાંતિનો સમર્થક છે.

વિશ્વમાં વિવિધ ઈન્કલાબોના ઈતિહાસ ઉપર આપણે દ્દષ્ટિપાત કરીએ છીએ તો માલુમ થાય છે કે તેની દાસ્તાન ખૂનથી રંગીન છે અને મોટાં-મોટાં ઈન્કલાબોના નેતાઓ માનવીઓની લાશો અને માથાઓને કચડીને ગુજર્યા છે તથા બેસુમાર ચીસો, આર્તનાદો અને ત્યારબાદ મોતના નિરંતર નગ્ન નાચ પછી વિજ્યનો ઉત્સવ અને સફળતાનો ઝગમગાટ થયો છે. પરંતુ જગતના ઈતિહાસમાં એક ઈન્કલાબ એવો પણ છે જે આ સંદર્ભે વિસ્મયકારક છે કે તેણે માનવોની સભ્યતા અને ઈતિહાસની કાયાપલટ કરી નાંખી તેમજ માનવોની જીવનશૈલિ તદ્દન બદલી નાખી અને માનવીનું રૂખ અનેકાનેક ખુદાઓ અને માલિકોથી ફેરવીને માત્ર એક 'વહદહુ લાશરીક' (એક અને જેનો કોઈ ભાગીદાર નથી-અલ્લાહ) તરફ કરી દીધું. આ ઈન્કલાબમાં જ્યારે રક્તપાત, ઈન્સાની જાનનું નુકસાન અને તોડફોડ તેમજ વિનાશ અને બરબાદીનો અહેવાલ આપણે તૈયાર કરીએ છીએ તો માલુમ પડે છે કે માત્ર અમુક માનવીઓએ પોતાની જાનથી હાથ ધોવા પડ્યા. શેષ લાખો માનવીઓ પોતે જ કોઈપણ પ્રકારના દબાણ, ભય અનેં અતિરેક વગર, ટોળેટોળાં આ કાફલામાં સામેલ થઈ ગયા, જે જીવનનો એક એવો દ્દષ્ટિકોણ પ્રસ્તુત કરી રહ્યો હતો, જેના હેઠળ તમામ માનવો સમાન અને બધા માણસો આ સૃષ્ટિના સન્માનનીય અને પ્રતિષ્ઠિત સર્જન તથા શાંતિ અને સલામતિના ધ્વજવાહકો બનતા જઈ રહ્યા હતા.

ઈસ્લામે કોઈપણ પરિવર્તન અને ઈન્કલાબ માટે અતિરેક અને હિંસાચાર તથા રક્તપાતની કદાપિ પરવાનગી આપી નથી. તેણે દરેક પ્રકારના પરિવર્તન અને ઈન્કલાબ માટે માનવીઓના દિલોને બદલવાની અને ન બદલાય તો ધૈર્ય અને સહિષ્ણુતાથી કામ લેવાની શીખ આપી. આમ, મક્કાના ૧૩ વર્ષોના સંઘર્ષમાં આદરણીય પયગમ્બર હજરત મુહમ્મદ સલ્લ. પોતાના સાથીઓ સહિત ભિન્ન-ભિન્ન પ્રકારની પરીક્ષાઓ અને સખ્ખાઈ અને જુલ્મ તથા અત્યાચારની ઘટનાઓનો ભોગ બન્યા. પરંતુ આ અનુસંધાનમાં કુર્આનનું અને પયગમ્બરનું દ્દષ્ટિબિંદુ એ જ હતું કે દીનના આમંત્રણ અને આહવાનનો સિલસિલો ચાલુ રાખવામાં આવે અને કાફિરો (અજ્ઞાનીઓ)ના મુકાબલામાં જવાબરૂપે હિંસાનો માર્ગ અપનાવવામાં ન આવે, ચાહે શક્તિશાળી કુરૈશીઓ (મક્કાના મૂળ નિવાસીઓ) તરફથી મુસલમાનો ઉપર ગમે તેટલો અત્યાચાર કરવામાં આવે. ઈસ્લામના માનવંત ઈશદૂત હજરત મુહમ્મદ સલ્લ.એ પોતાના સાથીઓને મક્કાથી હિજરતની તો પરવાનગી આપી, પરંતુ

કુરૈશ સામે જવાબી કાર્યવાહી કરવાની પરવાનગી ન આપી, જ્યારે કે તેમના અત્યાચારો સામાજિક બહિષ્કાર અને ઘેરાબંધી, યાતનાઓ અને હત્યા સુધી પહોંચી ગયા હતા. પયગમ્બર સલ્લ. ધૈર્ય અને સહિષ્ણુતાથી અલ્લાહ ઉપર ઈમાનનું આહ્વાન આપતા રહ્યા, ભલાઈનો સદ્‌ઉપદેશ આપતા રહ્યા અને બૂરાઈથી રોકતા રહ્યા. છેવટે આ બૌદ્ધિક અને વૈચારિક ક્રાંતિ એ મંજિલ સુધી આવી ગઈ કે મોટી સંખ્યામાં લોકો, ચાહે જાહેરમાં સત્યનું સમર્થન કરવા તૈયાર થયા ન હોય, છતાં તેઓએ માનવંત પયગમ્બર સલ્લ.ની મહાનતા અને આપની સચ્ચાઈ અને સત્યનિષ્ઠાનો દિલથી સ્વીકાર કરી લીધો હતો. તેઓમાં અલ્લાહના રસૂલ સલ્લ. અને આપના સાથીઓ માટે સહાનુભૂતિની લાગણી ઊભી થઈ ગઈ હતી અને સત્તાધીશો અને પ્રભુત્વશાળી જૂથ પોતાની બધી દોડધામ છતાં સીમિત થવા લાગ્યું હતું. મક્કાના કાફિરોનું ઈસ્લામના પયગમ્બર સલ્લ.ની હત્યા માટે તૈયાર થઈ જવું અને આપની સફળતાપૂર્વક હિજરત, તે આપ સલ્લ.નો મોટો વિજય હતો, જે આપ સલ્લ.એ પોતાના વિરોધીઓ સામે મેળવ્યો. આ કાળમાં અવતરિત કુર્આનની આયતોમાં વારંવાર ધૈર્યની શીખ આપવામાં આવી છે.

"પોતાના રબના નામનું સ્મરણ કરતા રહો અને બધાથી કપાઈ જઈ તેના જ થઈને રહો. તે પૂર્વ અને પશ્ચિમનો માલિક છે, તેના સિવાય કોઈ ખુદા નથી, આથી તેને જ તમારો વકીલ બનાવી લો, અને જે વાતો આ લોકો કહી રહ્યા છે તેની ઉપર ધીરજ રાખો અને સજ્જનતાપૂર્વક તેમનાથી અલગ થઈ જાઓ." (કુર્આન, સૂરઃ મુઝ્ઝમ્મિલ, ૮-૧૧)

"...ધીરજ રાખો, અલ્લાહનો વાયદો સાચો છે, પોતાના કસૂરની માફી માગો, અને સવાર-સાંજ પોતાના રબની પ્રશંસાની સાથે તેની પવિત્રતાનો જાપ કરતા રહો."

(કુર્આન, સૂરઃ મુ'મિન, ૫૫)

"....નમાઝ કાયમ કર, ભલાઈની આજ્ઞા આપ, બૂરાઈથી રોક અને જે કષ્ટ પડે તે સહન કર. આ એ વાતો છે જેનો ખાસ હૂકમ આપવામાં આવ્યો છે."

(કુર્આન, સૂરઃ લુકમાન, ૧૭)

ટૂંકમાં, મક્કાના જીવનમાં પયગમ્બરે ઈસ્લામ હઝરત મુહમ્મદ સલ્લ.એ પોતાના સાથીઓમાં પાયાના નૈતિક ગુણો ખીલવવાનો અને ઈસ્લામની મુખ્ય કેન્દ્રીય આસ્થા - તૌહીદ (એકેશ્વરવાદ) દ્વારા તેને ઓપ આપવાની કોશિશ કરી અને આ જ નૈતિક શક્તિના બળે આગળ જઈ તેઓ દરેક તબક્કામાં મક્કમ અને દૃઢનિશ્ચયી રહ્યા તેમજ ધૈર્ય અને સહિષ્ણુતાથી દરેક અત્યંત કઠિન પરિસ્થિતિને પણ સહીને સફળતા તરફ આગળ વધતા રહ્યા.

તે સત્ય છે કે આ જગતમાં અલ્લાહતઆલા દુનિયાનું નેતૃત્વ અને આગેવાની તે

લોકોને જ અર્પણ કરે છે, જેઓ ભૌતિક અને નૈતિક બંને રીતે શક્તિશાળી હોય પરંતુ તે પણ હકીકત છે કે પ્રાકૃતિક માધ્યમો તથા બાહ્ય સામાન તેમજ ભૌતિક સાધનોથી વધુ નિર્ણયાત્મક નૈતિક અને ચારિત્ર્યીક શક્તિ સાબિત થાય છે. મૌલાના અબુલઆલા મૌદુદી રહ. ના મત મુજબ :

"તેની તે વિશેષ ખાસિયત છે, જે તેને ચિરસ્થાયી (મજબૂત અને કાયમી) જ નહિં, ધરતી ઉપર અલ્લાહનો નાયબ (ખલીફતુલ્લાહ ફિલ અર્દ) બનાવે છે તે, તેનું નૈતિક અધિકાર તથા નૈતિક અને ચારિત્ર્યીક ઉત્તરદાયિત્વ ધરાવવું છે. હવે જ્યારે અસલ માનવીય ગુણ નૈતિકતા છે તો ન છૂટકે એ માનવું પડશે કે નૈતિકતાને જ માનવજીવનના બનાવ-બગાડમાં નિર્ણયાત્મક સ્થાન પ્રાપ્ત છે અને નૈતિક કાનૂનો જ માનવીની ઉન્નતિ અને અધોગતિ ઉપર અસરકર્તા પરિબળ છે." (તેહરીકે ઇસ્લામીકી અખ્લાકી બુનિયાદ, પા. ૧૫)

ઈસ્લામ માનવીની બુનિયાદી નૈતિક શક્તિને નાના વર્તુળમાંથી બહાર કાઢી વૈશ્વિક બનાવી દે છે અને તેમાં અનેકગણી શક્તિ ભરી દે છે. બુનિયાદી નૈતિકતામાં તે તમામ ગુણો સામેલ છે જે દુનિયામાં માનવીને સફળતા માટે અનિવાર્ય શરત છે, ચાહે તેનો હેતુ સાચો હોય કે ખોટો ! જે વ્યક્તિ અને જે જૂથ પોતાનામાં તે ગુણો ધરાવતું હશે જે જગતમાં સફળતા માટે અનિવાર્ય છે તો તેને નિશ્ચિંતપણે સફળતા પ્રાપ્ત થશે તેમજ તે તેઓ ઉપર શ્રેષ્ઠતા મેળવી લેશે જેઓ તેમાં પાછળ છે. ઈરાદાની શક્તિ, નિર્ણય કરવાની શક્તિ, દૃઢ સંકલ્પ અને ઉત્સાહ, ધૈર્ય અને મક્કમતા, મજબૂતી અને સહિષ્ણુતા તેમજ સહનશીલતા, હિંમત અને બહાદુરી, તત્પરતા અને ઉદ્યમ, પરાક્રમ, પોતાના ધ્યેયથી લગાવ, ધ્યેયનિષ્ઠા તેમજ તેના માટે બલિદાનની ભાવના, દુરંદેશી, દીર્ઘદૃષ્ટિ અને વિચાર-વિવેક, ફરજનિષ્ઠા, જવાબદારીની ભાવના, પરિસ્થિતિને સમજવાની અને તે મુજબ કામ કરવાની શક્તિ, લાગણીઓ અને ઈચ્છાઓ ઉપર અંકુશ તથા બીજાઓને આકર્ષવાની-મોહિત કરવાની શક્તિ, વગેરે સામાન્ય રીતે બુનિયાદી નૈતિક ગુણો છે જેના વગર માનવી માત્ર ભૌતિક સાધનોના બળે બીજાઓ ઉપર વર્ચસ્વ પ્રાપ્ત કરી શકતો નથી.

જગતમાં ઘણાં ઈન્કલાબો આ જ ગુણોના આધારે આવ્યા. તેના વગર ન તો અતિરેક અને હિંસાચાર અસરકારક બની શકે છે, ન તેની જગા આતંકવાદ લઈ શકે છે.

મૌલાના મૌદુદી રહ.ના શબ્દોમાં :

"માનવીની પ્રતિષ્ઠા અને ભરોસો જે શિષ્ટ લક્ષણોની બુનિયાદ ઉપર કાયમ થાય છે અને જે હંમેશા નિર્ણયાત્મક શક્તિ સાબિત થયાં છે તે છે સ્વાભિમાન, ઉદારતા, દયા, સહાનુભૂતિ, ન્યાય, વિશાળ હૃદય અને દીર્ઘદૃષ્ટિ, સચ્ચાઈ, અમાનતદારી, સદાચાર, વચનપાલન, ભલાઈ, મધ્યમમાર્ગ અને શિષ્ટાચાર, પવિત્રતા અને નિર્મળતા તેમજ બુદ્ધિ

અને મનની સ્વચ્છતા તથા સંવાદિતા. આ ગુણો દ્વારા એક માણસ એ લાયક બને છે કે વિશ્વમાં કોઈ યાદગાર કાર્ય - ચાહે ગમે તેવું હોય - અંજામ આપી શકે."

પરંતુ ઇસ્લામી ઈન્કલાબ માટે માત્ર આ જ ગુણો પૂરતા નથી બલ્કે માનવીમાં તેનાથી પણ વધુ કેટલાક ગુણો હોવા જોઈએ જેની જરૂરત પડે છે.

મૌલાના મૌદુદીના શબ્દોમાં :

"આ ગુણો માનવીના પાયાના ગુણોને એક સાચું કેન્દ્ર અને ધરી પૂરી પાડે છે અને તે સંપૂર્ણ ભલાઈ બની જાય છે. ઇસ્લામ આ ગુણોની ધરી તૌહીદ (એકેશ્વરવાદ)ની આસ્થાને ઠેરવે છે જે માનવીને મનેચ્છા, કુટુંબ કે કોમ કે રાષ્ટ્રની સરબુલંદીના બદલે માત્ર સત્યની સરબુલંદી માટે કાર્યરત અને સક્રિય બનાવે છે. તેનાથી તેના કાર્યક્ષેત્રમાં અમાપ વિશાળતા ઉત્પન્ન થઈ જાય છે. તે સમસ્ત જગત માટે સંપૂર્ણ ભલાઈ અને કૃપા બની જાય છે. બુનિયાદી નૈતિક ગુણો એકેશ્વરવાદની આસ્થાની સાથે અસીમ અને અપાર બની જાય છે જેમ કે સબ્ર (ધૈર્ય) ને જ જુઓ."

મૌલાના મૌદુદીના શબ્દોમાં :

"ઇસ્લામ ધૈર્યને માનવીના સમસ્ત જીવનમાં પ્રસરાવી દે છે અને તેને માત્ર કેટલાક ખાસ પ્રકારના સંદેહો અને ભય, તકલીફો અને મુશ્કેલીઓના જ મુકાબલામાં નહિં, બલ્કે પ્રત્યેક લોભ-લાલચ, દરેક ખૌફ, દરેક આશંકા અને દરેક તે મનેચ્છાના સામના માટે એક જબરદસ્ત શક્તિ બનાવી દે છે જે માનવીને સત્યમાર્ગથી વિચલિત કરવાની કોશિશ કરે."

આમ, ઇસ્લામી ઈન્કલાબ માટે કામ કરનારાઓ સામે ગમે તેટલા જોખમો, નુકસાનો અને મુશ્કેલીઓ હોય - ચાહે આ જીવનમાં તેનું કોઈ ફાયદાકારક પરિણામ દૃષ્ટિગોચર ન થાય, તેઓ હંમેશા પોતાની વિચારધારા અને કાર્યપદ્ધતિ ઉપર કાયમ રહે છે તેમજ વિચાર અને આચરણની બૂરાઈ અપનાવતા નથી - ચાહે ફાયદાઓ અને આશાઓનો સુંદર હરીયાળો બાગ તેઓની સામે લહેરાતો કેમ ન હોય ! આમ, આખિરત (પરલોક)ના અટલ અને નિશ્ચિંત પરિણામોની આશા ઉપર જગતમાં બૂરાઈના માર્ગેથી દૂર રહેવું અને ભલાઈની રાહ ઉપર દૃઢનિશ્ચય થઈ ચાલતા રહેવું ઇસ્લામી સબ્ર (ધૈર્ય) છે, જેના વગર ઇસ્લામી ઈન્કલાબ માટે એક ડગલું પણ ભરવું મુશ્કેલ છે.

ટૂંકમાં, ઇસ્લામી વિચારધારામાં અતિરેક અને હિંસાચાર તેમજ આતંકવાદ દ્વારા કોઈ ઈન્કલાબની દૂર-દૂર સુધી કોઈ કલ્પના કરી શકાતી નથી, બલ્કે આ ઈન્કલાબ ભૌતિક સાધનોની સાથે નૈતિક અને ચારિત્ર્યીક શ્રેષ્ઠતા દ્વારા અસ્તિત્વમાં આવે છે; જેમાં દિલોને

જીતવાનો પ્રયાસ બધાથી પ્રથમ અને પ્રમુખ છે.

મૌલાના અબુલઆલા મૌદુદી રહ. ના શબ્દોમાં :

"દિલ માત્ર કેટલાક સુંદર લાગતા સિદ્ધાંતોથી જ જીતી નથી શકાતા, બલ્કે તેને જીતવા માટે તે નિખાલસ અને સાચી શુભેચ્છા, અંતઃ શુદ્ધ પ્રમાણિકતા, સદાચાર, નિઃસ્વાર્થતા, દાનવીરતા અને વિશાળહૃદય, હમદર્દી, શિષ્ટાચાર અને ન્યાયની જરૂર પડે છે; જે યુદ્ધ અને સુલેહ, વિજય અને પરાજય, દોસ્તી અને દુશ્મની - તમામ સંજોગોની કઠિન પરીક્ષાઓમાં સાચાં અને નિખાલસ સિદ્ધ થાય. આ બાબત ઉચ્ચત્તમ અને શ્રેષ્ઠત્તમ નીતિમત્તા અને ચરિત્રની બુલંદ મંજિલથી સંબંધિત છે, જેનું સ્થાન બુનિયાદી નૈતિક ગુણોથી ઘણું ઉચ્ચ છે."

(તેહરીકે ઇસ્લામીકી અખ્લાકી બુનિયાદેં, પા. ૩૧)

તે સત્ય છે કે માત્ર ભૌતિક સાધનો અને કેટલાક બુનિયાદી નૈતિક ગુણોના આધારે જે શક્તિઓ વિજય પ્રાપ્ત કરી લે છે તે કોમપરસ્તી, વંશપરસ્તી, પ્રાદેશિકવાદ અને ભૌતિક ફાયદાઓના પરિઘથી બહાર નીકળી શકતા નથી અને વ્યક્તિગત, વર્ગીય અને કોમી સ્વાર્થનો શિકાર થઈ જાય છે. તે સમાન અધિકારો, માનવબંધુત્વ અને સમાનતા તથા માનવીના સન્માન અને પ્રતિષ્ઠાનો દાવો તો કરે છે પરંતુ જરૂર પડે તો તે કોઈપણ અનૈતિક સાધન કે માધ્યમનો ઉપયોગ કરે છે; સચ્ચાઈ, વચનપાલન, સદાચાર, સાચો ન્યાય, પ્રમાણિકતા અને સંનિષ્ઠ નીતિમત્તાનો પાલવ છોડી દે છે અને દરેક પ્રકારના દાવપેચ અનેં ચાલબાજીઓથી પોતાનો હેતુ સિદ્ધ કરવા માંગે છે.

તાજેતરમાં દુનિયામાં બે પ્રકારના રાષ્ટ્રો મોજુદ છે. એક તે, જ્યાં રાજાશાહી અને આપખુદ સત્તાધીશોનું શાસન છે પરંતુ તેઓ પોતાની સત્તાની સુરક્ષાની સાથે પ્રજાની ભલાઈ અને આમ નૈતિકતાના ફેલાવા માટે કોઈને કોઈ પગલાં ભરતા રહે છે. બીજો પ્રકાર તે રાષ્ટ્રોનો છે, જ્યાં લોકશાહી વ્યવસ્થા છે અને જ્યાં પોતાની વાત રજૂ કરવાની અને અભિપ્રાય વ્યક્ત કરવાની સ્વતંત્રતાનો ઉપયોગ કરીને માહોલને બદલવાનો અને સત્તા પરિવર્તન માટે શાંતિપૂર્વક કામ કરવાની આઝાદી પ્રાપ્ત છે. આ બંને પ્રકારના રાષ્ટ્રોમાં અતિરેક અને હિંસાચાર કે આતંકવાદને સાધન બનાવીને નાની-મોટી સફળતા હંગામી ધોરણે મળી જાય, પરંતુ કોઈ લાંબા ગાળાના કે સ્થાયી અને સ્થિર પરિવર્તનની આશા કરવી નિરર્થક છે. લોકશાહી દેશોમાં તો આ પ્રકારની પ્રવૃત્તિઓ તદ્દન વિચાર અને દૃષ્ટિનો ભ્રમ તેમજ નાસમજી અને ડહાપણવિહોણું કૃત્ય છે, જેનાથી નુકસાન સિવાય કોઈ ફાયદાની અપેક્ષા કરી શકાતી નથી. ભારતનું જ ઉદાહરણ લો. નકસલવાદી અને માઓવાદી લોકોએ લાંબા ગાળા સુધી તોડફોડ અને હિંસાચારનો માર્ગ અપનાવ્યો પરંતુ કોઈ સફળતા મેળવી ન શક્યા. તેનાથી વિપરિત રાષ્ટ્રીય સ્વયં સેવક સંઘ જો કે ગુપ્ત રીતે વિરોધીઓને જાન-

માલનું નુકસાન પહોંચાડવાથી દુર નથી રહ્યું અને આ પ્રવૃત્તિને પોતાની કાર્યશૈલિ અને કાર્યપદ્ધતિનો એક અનિવાર્ય ભાગ ઠેરવ્યો, તેમ છતાં જે અસલ સંઘર્ષને કારણે તેઓ આ દેશમાં સત્તા ઉપર આવ્યા તે, અડધી સદીથી વધુ મુદ્દત સુધી પોતાના કાર્યકરોની પ્રાણ ન્યોછાવર કરવાની ભાવના, લગાવ, જોશ અને જુસ્સો, ત્યાગ અને બલિદાનની સાથે સંઘર્ષમાં સક્રિય રહેવું અને પોતાના દષ્ટિકોણને - ચાહે તે ગમે તેટલો વિષયુક્ત, અપ્રાકૃતિક અને અસ્વાભાવિક અને વર્તમાન યુગના મિજાઝથી વિપરિત કેમ ન હોય - પ્રજાના મનોમસ્તિષ્કમાં ઉતારી દેવું તે છે; જેનો તેમણે સફળ પ્રયોગ કર્યો.

ઈસ્લામ માટે આ પ્રકારના લગાવ, સમર્પણની ભાવનાથી નૈતિક અને ચારિત્રીક શ્રેષ્ઠતાના દરજ્જા સુધી પહોંચીને સંઘર્ષ કરવામાં આવે તો તેના પરિણામો પૂર્ણ ફાસીવાદી અને માનવીઓને (વર્ણ, વંશ, જાતિ, જ્ઞાતિના આધારે) વહેંચવાવાળી ફિલસૂફી અને તેના સમર્થક જૂથોથી વધુ બહેતર અને તીવ્ર ગતિથી મળી શકે તેમ છે. જે દેશોમાં લોકશાહી અને વાણી સ્વાતંત્ર્ય નથી ત્યાં પણ ડૉ. અબ્દુલહમીદ અબુ સુલેમાનના શબ્દોમાં : "એક તૌહીદપરસ્ત (એકેશ્વરવાદમાં માનવાવાળો) આઝાદ, બહાદૂર, હકારાત્મક અને રચનાત્મક શક્તિઓનો માલિક, સૌમ્ય અને સૌજન્યશીલ વિચારો ધરાવનાર અને ઉચ્ચતર નૈતિકતા અને ચરિત્રથી સુશોભિત મુસલમાનના સ્વરૂપમાં એક માનવીની રચના જ સફળતાનો જામીન હોઈ શકે છે. આ જ મુસ્લિમ માનવી ઈસ્લામના શુદ્ધ અને સ્વાભિમાની અને ખિલાફતના દરજ્જા (અલ્લાહનું નાયબપદ) ઉપર બિરાજમાન શૂરાઈ સમાજની ઈમારતનો ઉમદા અને ઉત્તમ પથ્થર સાબિત થાય છે." (તશદ્દુદ ઓર સિયાસી કશ્મકશ, પા. ૯૪)

આંતરિક રાજકીય સંઘર્ષની નાબૂદી માટે અતિરેક અને હિંસાચારનો ઉપયોગ પણ એક બિનઇસ્લામી કૃત્ય છે. દુર્ભાગ્યે ઇસ્લામ અને કુર્આનની સમજથી વંચિતતાના પરિણામે મિલ્લતમાં શાંતિપૂર્ણ શૂરાઈ માનસિકતા વૃદ્ધિ ન પામી શકી, નહિં તો અતિરેકની જગ્યા હિકમત (Wisdom, ડહાપણ) લઈ લેતું અને સંઘર્ષની જગ્યાએ સહયોગ અને સહકારની કળીઓ ખીલી ઉઠતી.

માનવતાના પયગમ્બર હઝરત મુહમ્મદ સલ્લ.એ પરસ્પરના ઝઘડાઓને દૂર કરવા કોઈપણ પ્રકારે અતિરેકના ઉપયોગની પરવાનગી આપી નથી અને તેને અજ્ઞાનતાની હિમાયત ઠેરવ્યું છે. આ યુગના ઈતિહાસમાં આતંકવાદી જૂથોને તો કોઈએ કોઈપણ પ્રકારની સફળતા મેળવતા જોયાં નથી. અલબત્ત એ જરૂર જોવામાં આવ્યું છે કે નિઃશસ્ત્ર, આત્મસન્માની, શાંતિપ્રિય અને દઢનિશ્ચયી પ્રજાએ શાહી જુલ્મ, સામ્રાજ્યવાદી ઝનૂન અને સરમુખત્યારશાહી ઘમંડને જમીનદોસ્ત કરી નાખ્યા છે.

ચર્ચાની ફળશ્રુતિ એ છે કે ઇસ્લામી ઈતિહાસ, તેની પરંપરા અને પ્રકૃતિ એ

બાબતની સાક્ષી છે કે તેણે ક્યારેય આતંકવાદ અને અતિરેકની પરવાનગી આપી નથી અને દુનિયામાં તેણે જે ભવ્ય ઈન્કલાબ આણ્યો તે પોતાની નૈતિક શક્તિના આધારે આણ્યો છે; જેને આપણે શુદ્ધ, શિષ્ટ અને શાંત ઈન્કલાબનું નામ આપી શકીએ છીએ. અંતમાં મૌલાના મૌદુદી રહ. ના શબ્દોમાં :

"ઈસ્લામ અત્યાચારની પ્રકૃતિ સામ્યવાદી (કે ફાસીવાદી)ની જેમ પેદા કરતો નથી. તે વાત ખોટી છે કે તે પોતાની મરજી અને ઈચ્છા વિરૂદ્ધ કોઈ ચીજ સહન કરી શકતો નથી. મતભેદનો ઉકેલ વર્તમાન યુગની ભૌતિકવાદી સભ્યતાએ ગોળી કે કતલ દર્શાવ્યો છે અને કોઈ આરોપીને ગુન્હેગાર બનાવવાના હજારો તરીકા આ સભ્યતાએ ઉત્પન્ન કર્યા છે. પરંતુ ઈસ્લામી સભ્યતા દિલોની જીત અને મનોમસ્તિષ્કમાં ઈન્કલાબ ઊભો કરી માનવીઓને બૂરાઈથી ભલાઈ તરફ ફેરવી દેવાનો પ્રયત્ન કરે છે."